# કોણ ચાલાક?



શ્રી-ગુર્જર બુકસેલર રણછોડલાલ મોતીલાલ.

ગાંધીરોડ—અમદાવાદ.

આ ડીબાચો ભાનુ પ્રીન્ટીંગ પ્રેસમાં છાપ્યો ઠે. રીચીરોડ-અમદાવાદ

" સરિતા દુરાશાની હૃદયમાં જે પળે રેલાય છે,
" તે પળે શયતાનની બાજી ખુની ખેલાય છે:
" પણ ઈશના નેત્રો મંહી લાલાશ આવી જાય છે,
" બદમાશની બાજી તણી ત્યારે સમાપ્તિ થાય છે!"




# 'કોણ ચાલાક ?'

( ડીટેકટીવ કથા. )



લેખક: 'મંગળ'

## શિવલાલ ત્રિભુવન વાંટાવદરકર.

( 'રક્ષક કે ભક્ષક?' 'શોભના' 'દયાની દેવી' 'પવિત્ર કુમાર,' )



પ્રકાશક.

રણછોડલાલ મોતીલાલ શાહ.

રીલીફરોડ—અમદાવાદ.





સંવત ૧૯૮૧. સને ૧૯૨૫.
પ્રથમાવૃત્તિ. પ્રત ૨૦૦૦.

મૂલ્ય ૦—૧૦—૦

# પ્રસ્તાવના:

જે પ્રજામાં વાંચન નથી, વાંચનનો શોખ નથી, 'વાંચન' એ સદ્ગુણ ગણાતો નથી, તે પ્રજાની ઉન્નતિ કદીપણ થઈ શકતી નથી. કારણ કે સમાજની ઉન્નતિનો આધાર, તેની ઉચ્ચાભિલાષી ભાવનાઓ ઉપર અવલંબી રહે છે. ઉચ્ચ સાહિત્ય વાંચન ભાવનાઓને પ્રતિભાશાળી અને ઉદાર બનાવે છે. અને એ રીતે સાહિત્ય દેશ—વિકાસનું એક પ્રાધાન્ય અંગ ગણાય છે.

ગુર્જર વાંચક વર્ગમાં આજકાલ વાર્તા સાહિત્યનો શોખ અત્યંત વધી પડયો છે. દર વર્ષે સંખ્યાબંધ ન્હાની મોટી વાર્તાની ચોપડીઓ સમાજ આગળ મૂકાય છે. અને સમાજ તરફથી ઉચિત સત્કાર પણ મળે છે. આ સાહિત્ય સેવક તરફથી આ ડીટેકટીવ કથા સમાજ આગળ સાદર ધરાય છે. સમાજ તરફથી તેનો કેવો સત્કાર મળે છે તેજ જોવાનું રહ્યું. યદિ સમાજ તરફથી સત્કાર થશે, તો ભવિષ્યમાં મ્હોટા નોવેલો લખવા આનંદિત થઈશ. અસ્તુ.

દોષો માટે વાંચક સજ્જન પાસે ક્ષમાયાચના.

અમદાવાદ
તા-૧-જુન-૧૯૨૫ }

સાહિત્ય સેવક.
'મંગલ'

# પ્રકાશકનું નિવેદન:

પ્રભુ કૃપાએ સાહિત્યની સેવાનો મ્હને શોખ છે. સાક્ષર વર્ગ સ્હમજી શકે એવા સંસ્કૃત ભાષ્યામય નોવેલો ઘણાં પ્રસિદ્ધ થઈ ચૂકયા છે. તેનો લાભ ઓછું ભણેલાઓ લઇ ન શકે એ સ્પષ્ટ છે. એથી સ્હેલી ભાષામાં પુસ્તકો લખાવી તેને પ્રકટ કરી ગામડાની અશિક્ષિત પ્રજાને વાંચન પુરૂં પાડવાની અનિવાર્ય આવશ્યકતા છે. આ કર્ય અમૂક સમયથી મ્હેં હાથ લીધું છે. થોડું ભણેલાઓ સારી રીતે સ્હમજી વાંચન દ્વારા સદ્ગુણ કેળવે એવા લખાણવાળા થોડા એક નોવેલો મ્હેં પ્રકટ કર્યા છે, અને ઇશ્વર કૃપા હશે ત્યાં સુધી મ્હારૂં એ કાર્ય હું આગળ ધપાવ્યે જઇશ.

આ વાર્તા ડીટેકટીવ છે. ડીટેકટીવ નોવેલોનાં વાંચનથી માણસ બાહોશ અને ચાલાક બનવા ઉપરાંત સારીરીતે કેળવાય છે, એથી આવી વાર્તાઓ પણ બહાર પાડવાની આવશ્યક છે. એમ ધારી હું આ વાર્તા પ્રકટ કરૂં છું. સમાજ ત્હેનો કેવો સત્કાર કરે છે એ ઉપર મ્હારા સઘળા ઉત્સાહનો આધાર છે. આ વાર્તાને યથા યોગ્ય ઉત્તેજન મળશે, તો આથીયે મ્હોટા નોવેલો પ્રકટ કરવાનું સાહસ ઉઠાવવા પ્રબળ અંતરેચ્છા છે. પરમકૃપાળુ પરમાત્મા તે ઇચ્છા પુર્ણ કરો !

—સાહિત્યોત્કોત્સુક—

રણછોડલાલ મોતીલાલ શાહ.

બુકસેલર.

# " પનોતું પ્રભાત "



ઉજળી, નિર્મળી, રકત વર્ણી પ્રભા,
વિશ્વની છાતી ઉપર પ્રસારી,
તારલા-ચન્દ્રમા ગુપ્ત થાતાં તિમિર--
ગાઢના શ્યામપટને વિદારી;
સમિરની મન્દ લ્હેરો મઝા આપતી,
સમયને છે બનાવ્યો પ્રશાન્ત,
રસિકડાં ! નયન મીંચ્યા ઉઘાડો મેત--
આવી ઉભું **પનોતું પ્રભાત.**
"**ઉદ્યમો આદરો-ઉંઘને પરહરો**"
બોધવા બોધનો પાઠ ચારૂ,-
" ગૃહતજી પક્ષીઓ સર્વ ઉડી ગયા,
ઉદર નિર્વાહના કાર્ય સારૂ;
" ગર્જવે દેવના મંદિરો ઝાલરો,
રણક ત્હેની પડે કર્ણ પ્રાંત,
" રસિકડાં ! નયન મીંચ્યા ઉઘાડો ત્હમે--
આવી ઉભું **પનોતું પ્રભાત.**

—'**मंगल**'—



# "કરો સત્વર સુકર્મોને!"*



નથી આશા જીવન કેરી રહેશે કાલહોવાના,
કરીશું કાલ એ છોડી કરો સત્વર સુકર્મોને
જીવાશેકે મરીજાશું ! થશે શું કાલ એ કે'શો ?
કહેવા છે ન શકિત તો કરો સત્વર સુકર્મોને-
કરી જીન્યાતણું સાર્થક જવું જો હોય સ્વર્ગે તો,
વિદારી નીચતા ઉરની કરો સત્વર સુકર્મોને-
ન રાખો કાલને માથે ભરૂસો કાલનો છે ના !
કરી અવકાશને આજે કરો સત્વર સુકર્મોને-
થતાં ડંકો પ્રભુજીનો ઉઠીને ચાલવાનું છે.
ન કોપે ઇશ એ માટે કરો સત્વર સુકર્મોને-
પ્રભાતે કેમ થાશે તે ન જાણ્યું જાનકી નાથે !
ઉતારી જ્ઞાન એ હૃદયે કરો સત્વર સુકર્મોને-
વિકારોને અરે ! ત્યાગી તુમે સંસારના પ્રાણી !
'મંગલ' પુણ્ય મેળવવા કરો સત્વર સુકર્મોને-

'મંગલ'

---

*બ્રહ્મચારી માસિકમાં પ્રકટ થયેલું.

# मंगलम् !

प्रभुं प्राण नाथं विभु विश्वनाथं-

जगन्नाथ नाथं सदानंद भाजम् ।

भवद्भव्यभूतेश्वरं भूतनाथं-

शिवं शंकरं शंभुमिशानमीडे ॥

शरच्चन्द्रगात्रं गुणानंदपात्रं-

त्रिनेत्रंपवित्रं धनेशस्यमित्रम् ।

अपर्णाकलत्रं चरित्रंविचित्रं-

शिवं शंकरं शंभुमिशानमीडे ॥

-राधेश्याम-

" અમ્હારી કાર્ય સિદ્ધિમાં.

સફળતા આપજો—મંગળ !

" અમ્હારા પાપ બાળીને,

દયા દરશાવજો—મંગળ "

—मंगल.—

# “ કોણ ચાલાક ?”

( એક ડીટેકટીવ કથા. )

## પ્રકરણ પહેલું.



### “ પ્રેતની અદલ બદલ ”



“ પરમાર્થ પ્યારા કેંક પુરૂષો વીશ્વમાં દેખાય છે,
“ તેથી વધુ કાળા હૃદયના માનવી જોવાય છે;—
“ સજ્જન સદાયે મસ્ત રે'તા હોય છે પરમાર્થમાં.
“ જ્યારે અતિશયમસ્ત દૂર્જન હોય છે નિજસ્વાર્થમાં.”

—મંગલ.



કૃષ્ણ પક્ષની એક અંધકારથી ઘેરાયલી ભીષણ રાત્રિ હતી. વાયુરાજ જોરથી વાતો હતો. આકાશ કાળા વાદળાઓથી આચ્છાદિત હતું. એ વખતે ડૉકટર બલવંતરાયના એકાંત બંગલામાં ભીતીપ્રદ શાન્તતાનું સામ્રાજ્ય વિસ્તરેલું હતું. ઘડીયાળમાં બારના ટકોરા પડતાંજ દિવસના કરેલા પરિશ્રમથી કંટાળેલો તે ડૉકટર સૂવા જવાની તૈયારીમાં હતો

એટલામાં તેના બંગલા તરફ અતિ ત્વરાથી દોડતી એક વિક્ટોરીઆનો ધ્વનિ તેણે સાંભળ્યો. પલંગ ઉપરથી ઉઠીને દરવાજા તરફ જતો હતો, એટલામાં તેના બંગલાનો આગળનો દરવાજો જોરથી ઠોકાયાનો અવાજ તેના કર્ણ પર આવ્યો.

"આખા દિવસના પરિશ્રમથી થાકેલાની રાત્રિની વિશ્રાંતિમાં ભંગ કરનાર કોણ આવ્યું હશે?"

એમ વિચાર કરતો કંઈક ગુસ્સે થઇ બબડતા બબડતા તેણે દ્વાર ઉઘાડયું. દ્વાર ઉઘાડતાંની સાથેજ ડોકટરને એક ધક્કો મારી એક મનુષ્ય અંદર દાખલ થયો, અને તેવીજ રીતે બીજો મનુષ્ય દ્વારમાંજ ઉભો રહ્યો. આ ઉભય મનુષ્યના મુખ—ફકત આંખો ઉઘાડી રાખી વસ્ત્રથી આચ્છાદિત કરેલા હતા.

"ડોકટર બલવંતરાય તમેજ છો કે?"

અંદર દાખલ થયેલા મનુષ્યે મગરૂરપણે પ્રશ્ન કર્યો.

ડોકટર તરૂણ અને મજબુત બાંધાનો હતો; પરન્તુ મધ્ય નિશાએ આવેલા આ બન્ને મહેમાનોને પુરા પડવાની તેનામાં શક્તિ ન હતી. વળી તેઓ બન્ને હથિયારબંધ હતા અને ડોકટર નિઃશસ્ત્ર હતો.

ડોકટર રહેતો હતો તે જગ્યા તદ્દન એકાંત હતી, અને તે વખતે નિદ્રાધીન થયેલ બે નોકરો સિવાય અન્ય કોઈ માણસનું ત્યાં અસ્તિત્વ નહોતું. કારણ મધુપુરમાં ખ્યાતિ પામેલો એ ડોકટર હજી અવિવાહિત હતો. તેની

કન્સલ્ટિન્ગરૂમ ( Consalting room ) મધુપુરની ભરબજારના લત્તામાં હોવાથી તે દરરોજ સવારમાં ત્યાં જતો, અને રાત્રે મધુપુરથી અરધો માઇલ દૂર સરિતાના કિનારા ઉપરના આ બંગલામાં આવી રહેતો. તે શુરવીર હતો, તેમજ શાણો અને પ્રસંગને સ્કમજનારો હતો. તેણે શાંતિપૂર્વક ઉત્તર આપ્યું.

" હા, હુંજ ડોકટર બળવંતરાય છું, આટલી રાત્રે મ્હને કોણ બોલાવે છે ? "

" હું બોલાવું છું ! "

અંદરના મનુષ્યે ધમકીના રૂપમાં શબ્દો ઉચ્ચાર્યા.

" મ્હારે ત્હમારૂં કામ છે. જો મારી માગણી તમે કબુલ કરશો તો ઠીક છે, નહિતર હૂં અને મ્હારો સાથી હથિયારબંધ છીએ. "

ડોકટરે તેની બેઅદબી ભરેલી વર્તણુક જોઇને ગુસ્સાથી કહ્યું. " એટલે ? શું છે ? ત્હમે શું કહેવા માગો છો ? "

" જે છે તે હમણાં પ્રકાશમાં આવી જશે ! ડોકટર મહાશય ! જરા પણ પાવર વાપર્યા વિના અમારૂં કામ કરો નહિતર આ રિવોલ્વરથી તમારી છાતી આ સ્થળે અને આ પળેજ વીંધાઇ જશે ! માટે જો જીવન ટકાવી જગતની મોજમજાહ માણવી હોય તો ગુપચુપ અમે જેમ કહીએ તમ કરો. અમારૂં કાર્ય કઠિન નથી, એટલે ત્હમારાથી ઘણીજ સ્હેલાઇથી એ કામ પાર પડી જશે. બોલો સંમત છો ને ? "

"પણ શું કામ છે તે જણાવશો કે એમજ ધમકી આપ્યા કરશો ?"

"સાંભળો ડોકટર !" અંદર ઉભેલા મનુષ્યે કહેવા માંડયૂં. "એક મનુષ્ય હમણાંજ મરણ પામ્યું છે, તે 'હાર્ટડીઝીઝ' થી મરણ પામ્યું છે, એવું તમારી સહી સાથેનું 'સર્ટિફિકેટ' અમને આપો. બસ એટલુંજ. બીજું કાંઈ નહિ. ચાલો, ઉતાવળ કરો.

"પ્રેત જોયા સિવાય મ્હારાથી સર્ટિફીકેટ આપી શકાયજ નહિ." ડોકટરે બન્નેની તરફ જોઈને તીવ્ર દૃષ્ટિપાત કરતાં કહ્યું.

"તો પ્રેત અમે તમને બતાવશું; પરન્તુ પ્રેતનું સૂક્ષ્માવલોકન કરવાની અમે તમને છુટ આપીશું નહિ. ફક્ત ઉપર ઉપરથી જોઇનેજ સર્ટિફીકેટ લખી આપો.

"વારૂ તે પ્રેત ક્યાં છે ?"

"બહાર ગાડીમાં છે"

એક મનુષ્ય પ્રેતને લેવા બહાર ઉભેલી ગાડી તરફ ગયો. બીજાએ એ દર્મ્યાન ડોકટરને વિશેષ ધમકી આપી.

"જુઓ ડોકટર ! ત્હમે અહિંથી જતા રહેવાનો પ્રયત્ન કરશો, તો નાહક યમના ભયાનક દૂતોના ભયાનક જડબાના કોળીયા થઈ જશો. આ રીવૉલ્વર ભરેલી તૈયાર છે."

તે મનુષ્યની ધમકી, તેનું ચમત્કારિક વર્તન, ખોટું સર્ટિફીકેટ મેળવવાની ઇચ્છા—એ બધાનો વિચાર કરતાં આ

કાંઇ ભયંકર “ કાળું કાવત્રું ” છે, એમ ચાલાક ડોકટર તરત સ્હમજી ગયો. અને ગમે તેમ થાય તો પણ આમાં આપણે સામેલ થવું ન જોઇએ ” એમ તેણે મન સાથે નક્કી કર્યું. આગળ શું કરવું?....તેનો નિર્ણય કરી તેણે દ્વાર સામે જોયું તો તે પ્રેત લેવા ગયેલા માણસ સાથે બીજા બે માણસો તે પ્રેતને કપડામાં વીંટાળી લાવતાં જોવામાં આવ્યા. ડોકટરે પ્રેતને બાજુની એક રૂમનાં બિછાનાપર સુવાડવાનું કહ્યું. પ્રેતપર ઉંચી જાતનું કાળું કપડું વીંટાળેલું હતું, તો પણ નાજુક આકાર, અને સહજ રીતે ઉંચકાય એવું હલકું વજન--એ બધા ઉપરથી એકાદ સ્ત્રીનું પ્રેત છે એમ ડોકટરે જાણી લીધું.

ડોકટરે પ્રેત ઉપરનું વસ્ત્ર બાજુએ ખસેડયું. લેમ્પની બત્તીનો પ્રકાશ વધાર્યો. એક અતીશય સુંદર અને નાજુક સ્ત્રીની મૂર્તિની મુખમુદ્રા ઉપરનો ગુલાબી રંગ જોઇ ડોકટર જાણી શકયો કે સ્ત્રીના દેહમાં પ્રાણ છે. કોઇ તીવ્ર વિષ પ્રયોગથી તે પ્રેતવત્ બની ગયેલી હોવી જોઈએ.” તેની આંખોમાં ખૂનસ આવ્યું અને મન સાથે નક્કી કર્યું.

“ પ્રાણ જાય તો પણ પરવા નહિ પણ પરોપકાર માટે આ પ્રસંગે જેટલો પ્રયત્ન થઇ શકે તેટલો કરવો. ”

“ કેમ તપાસી રહ્યા ? ”

“ આ મરણ હાર્ટડીઝીઝથી થયુ નથી, એ ત્હમે જાણો છો છતાં-- ”

"હવે બીજી ત્રીજી વાત રહેવા દો!" ડોકટરને બોલતો અટકાવીને અંદર ઉભેલા મનુષ્યે તમંચો તાકીને રૂવાબથી કહ્યું. "મ્હારા કહેવા પ્રમાણે ત્હમે 'સર્ટીફીકેટ' લખી આપો છો કે નહિ?"

"આ પ્રેતમાંથી મારા ધંધાને ઉપયોગી એવી વસ્તુ કાઢી લેવાની મ્હને રજા આપશો, તો હું 'સર્ટિફીકેટ' આપવાને કબૂલ છું. ફક્ત પાંચ મીનિટ હું અને આ પ્રેતને એકલા રહેવા દ્યો."

"ડોકટર! ત્હમારી માગણી ઘણીજ ચમત્કારિક અને વિચિત્ર જણાય છે!"

"મ્હારૂં કહેવું સાંભળી લ્યો" ડોકટરે શાંતપણે સ્હમજાવતાં કહ્યું; "મારા પ્રાણ માટે હું બેફીકર છું, તેમ ત્હમારી આ ધમકીનો કાંઇ પણ ઉપયોગ થવાનો નથી. ત્હમારે તમારૂં કામ સાધવું હોય તો હું કહું તે પ્રમાણે કરો. ફક્ત પાંચ મિનિટની મ્હને તક આપો. તમારામાંથી એક મનુષ્ય દરવાજાની બહાર ઉભો રહે, અને બે મનુષ્ય દ્વાર બહાર ઉભા રહે હું દ્વારની અંદર લઇ જઈને આ પ્રેતને પાછું લાવીશ. મારે જેટલો ભાગ આ પ્રેતમાંથી કાઢી લેવાનો છે, તેટલો ભાગ સાવચેતીપુર્વક કાઢી લઇ પ્રેત અને સર્ટિફીકેટ બન્ને સાથેજ હું ત્હમને આપી દઇશ."

તે મનુષ્યે થોડો વખત વિચાર કરી એક મનુષ્યને દરવાજા બહાર ઉભો રાખ્યો. અને પોતે તથા પોતાના બીજા સાથીઓ બંગલાના મુખ્ય દ્વારમાં ઉભા રહ્યા.

ડૉકટર પ્રેત લઇ અંદર ગયો. અને પાંચ મીનિટ બાદ તેણે દ્વાર ઉઘાડયું.

"હું ત્હમારો ઘણોજ આભાર માનું છું.,, ડૉકટરે બહાર આવતાંની સાથેજ કહ્યું: "આ પ્રેતના શરીરમાંથી મ્હારે જે ભાગ જોઇતો હતો. તે ભાગ મ્હેં કાઢી લીધો છે, ત્હમારા કહેવા પ્રમાણેનું આ સર્ટિફીકેટ લ્યો."

સર્ટિફીકેટ લક્ષપૂર્વક તપાસી તેણે આનંદિત મુખે કહ્યુ; "થેંક યુ!" (Thank you!) પણ ડોકટર સાહેબ! આ પ્રેત ઉંચકવામાં અમને થોડી મદદ કરવી પડશે, જ્યાં સુધી અમે તમારા બંગલાની હદ ન છોડી જઇએ; ત્યાં સુધી તમને એકલા મૂકવાએ સલામતી ભર્યું નથી."

એક માણસે પ્રેતના પગ પકડયા, બીજાએ હાથ પકડયા, ડૉકટરે ડોકું પકડયું. બંગલાના દરવાજા નજીક પ્રેત આવ્યું, એક જણે વ્હીસલ મારીને વિકટોરીઆ નજીકમાં આવી.

"હવે હું જાઉં છું" ડૉકટરે કહ્યું: "મ્હને મોડું થાય છે!" ડૉકટરે પ્રેતનું ડોકું પોતાની સાથે ચાલતા માણસના હાથમાં છોડી દીધું.

"આ શું! આતો અધિક જડ જણાય છે!" તે મનુષ્યે પ્રેતનું ડોકું હાથમાં આવતાંજ કહ્યું; પરંતુ એટલામાં ડોકટરે ચાલાકીથી તે મનુષ્યની છાતીમાં એક જોરથી

લાત મારી અને બંગલામાં પેસી જઈ અંદરથી દ્વાર મજબુત રીતે બંધ કરી દીધું.

"દગો! દગો! ભયંકર દગો!" ડૉકટરની લાત ખાનારા મનુષ્યે જમીન પર પડતાં પહેલાં પોકાર કર્યો.

પ્રેત નીચે મૂકાયું. અને ઉપર લપેટેલું શ્યામ કપડું ખસેડાયુ. તો સર્વે દીંગમુઢ થઇ ગયા!

પ્રેત સ્ત્રીનું ન હતું, પણ એક તરૂણ પુરૂષનું હતું!

## પ્રકરણ બીજું.

### "ભેદી આકૃતિ"

—(૦)—




સોનેરી ટોળીએ કેટલીક મીનિટ એક બીજાના મ્હોં સામું જોયા કર્યું. ખરેખર! ડૉકટર બળવંતરાયે તેઓને હાથતાળીજ આપી હતી. ઘણી ચાલાકીથી તેણે તે લુચ્ચાઓને ઠગ્યા હતા. ડૉકટર ઉપર બધાને ઘણો ગુસ્સો આવ્યો; પણ શું કરે? દ્વાર મજબુત રીતે બંધ કરવામાં આવ્યા હતા.

તેઓ ચારે જણા શસ્ત્રથી સજ્જિત હતા. તેથી બંદૂકના બાર કરી ડૉકટરને ડરાવવાનો સર્વેએ વિચાર કર્યો. પણ શાંત રાત્રિના સમયે તેનો અવાજ ઘણે દૂર સુધી

સંભળાય તેનું કેમ ? છેવટે સંતાપ કરી, નાઇલાજ હોવાથી ડૉકટરને શાપ આપતી, તે કાળી રાત્રીએ કાળા કામ કરનારી કાળીટોળીએ, તે તરૂણ પુરૂષનું પ્રેત ગાડીમાં નાખી ઉતાવળથી ગાડીના ઘોડા મારી મૂકયા.

સ્ત્રીનું પ્રેત રાખી લઇ ડોકટરે બદમાશોને આપેલું પ્રેત તેણે કયાંથી આણ્યું એવી શંકા વાંચકોને થાય એ સ્વાભાવિક છે. ડૉકટરે તેજ દિવસે સંધ્યા સમયે એક કેદીનું પ્રેત શસ્ત્ર પ્રયોગ કરવા સારૂ વેચાતુ લીધું હતું, અને તેને ઓરડામાં એક બાજુએ રાખી મૂકયું હતું. જ્યારે સ્ત્રીના પ્રેતની તેણે તપાસ કરી ત્યારે તે ખરેખર મરણ પામી ન હતી. પણ ઘણાં અલ્પ પ્રમાણમાં શ્વાસોશ્વાસ ચાલે છે એમ ડૉકટરને જણાઇ આવ્યુ. તે દુભાગી દારા એક પ્રકારના તીવ્ર વિષથી પ્રેતવત થએલી હતી. તે બદમાસોની ગાડી જતી રહેતાંજ તેણે ઔષધોપચાર કરવાની શરૂઆત કરી. પ્રેતવત્ સ્ત્રીને તીવ્ર વિષથી બચાવવી એ ઘણુંજ વિકટ કાર્ય હતું, બાકી રહેલી આખી રાત્રિ અને બીજો આખો દિવસ તે સ્ત્રી પાસે, તે સજ્જન ડૉકટર એક ચિતથી ઉભોજ રહ્યો હતો, જાણે કે તેને જીવિત કરવા તે દિવાનોજ થઇ ગયો હતો !

બીજા દિવસની સંધ્યાએ મહા પ્રયત્ને તેણી શુદ્ધિ પર આવી અને આંખો ઉઘાડી ચોતરફ જોવા લાગી. મુખ મંડળ ઉપર ભયના ચિન્હો સ્પષ્ટ દૃષ્ટિ ગોચર થવા લાગ્યા.

ડૉકટરે કહ્યું: "ગભરાશો નહિ. તમારા મિત્રના ગૃહમાં તમે સર્વ પ્રકારે સુરક્ષિત છો !"

આગળ જેમ જેમ વખત જવા લાગ્યો તેમ તેમ તે સ્ત્રી વધુ શુદ્ધિમાં આવવા લાગી. જ્યારે તે સંપૂર્ણ શુદ્ધિમાં આવી ત્યારે એકાએક વિતક વાર્તાનું સ્મરણ થઈ આવ્યું, અને તેની સાથેજ ભયથી તે કંપવા થયેલા માનવીની પેઠે ધ્રુજવા લાગી.

"તમે નકામાં ગભરાઓ છો શા માટે ! "ડૉકટરે કહ્યું: " તમને અહિં કોઈ પણ ઇજા કરી શકે એમ નથી."

સ્ત્રીનો કંપ ઓછો થયો. અહિં તે સારી રીતે સલામત રહી શકશે એમ તેને જણાયું.

"ડોકટર સાહેબ !" એક માણસે અંદર દાખલ થતાં કહ્યું: "કેમ શું છે?" ડૉકટરે તે આવનાર પ્રતિ દૃષ્ટિ ફેરવતાં પૂછ્યું.

"આજે બે દિવસ થયા તમે દવાખાને આવતા નથી, તેમજ દર્દીની વીઝીટ લેવા પણ આવતા નથી. દર્દી સખ્ત બિમારીમાં રીબાય છે, માટે તમે હાલજ તપાસવા આવો."

"મ્હારે અત્યારે ઘણું કામ છે ! હું આવી શકું એમ નથી !"

"ત્યારે ચાર્જ મફતનો લેવા માગો છો ?" તે માણસે કહ્યું:

"તમારા ચાર્જની મને જરૂર નથી જાઓ."

તે માણસ ડૉકટરના રૂવાબથી દબાઇને ચાલ્યો ગયો. અસંખ્ય દર્દીઓ ડૉકટરને તેડાવતા હતા, પરન્તુ ડૉકટર પોતાના આ નાજુક રોગીને છોડી કયાંય પણ જઇ શકતોજ નહિ.

" કોકિલા નામની શ્રીમંત તરૂણી મંગળપુરથી પોતાના બે પિત્રાઇને સાથે લઇ નિકળી અને મધુપુરમાં એક ધર્મશાળામાં ઉતરતાં એકાએક ગુમ થઇ."

એ ભેદી ચમત્કારિક ઘટના વર્ત્તમાન પત્રમાં વાંચીને ડૉકટરને કંઇ પણ સમજ પડી નહિ. આ તરૂણીના એકાએક ગુમ થવાથી મધુપુરના સર્વ સજ્જનોને ઘણું ખરાબ લાગ્યું.

ડૉકટરે માત્ર આ તરૂણ સ્ત્રી—કોકિલા —પોતાના ગૃહે કેવી રીતે આવી એ હકીકત પોલીસના વડા અધિકારીને સ્પષ્ટ લખી જણાવી હતી. એ સ્ત્રીનો બાપ માંદગી વશ હતો તેથી તેણે અગાઉથી વીલમાં લખી રાખ્યું હતું કેઃ—

" એ કોકિલા અવિવાહિત મૃત્યુ પામે તો સર્વ મિલ્કત આ બન્ને પિત્રાઇ ભાઇને મળે." અર્થાત્ એ સર્વ મિલ્કત આપણને મળે એવા હેતુથી આ બન્ને પીશાચ પિત્રાઇએ કોકિલાને તીવ્ર વિષ આપ્યું હતુ.

ડૉકટરના ઉત્કૃષ્ટ ઔષધોપચારથી કોકિલાની પ્રકૃતિ સુધરી ગઇ. એક દિવસે કોકિલા ખાટ ઉપર બેઠી હતી.

અને ડોકટર આવ્યો. ડોકટરને ખાટ ઉપર બેસવનું કહી પોતે ઉભી થઈ ગઇ, અને બોલી.

" મહાશય ! હું આપનો અત્યંત ઉપકાર માનીશ !"

" નહિ, ઉપકાર માનવા જેવું મેં કશુંજ કર્યું નથી."

" ઉપકારનો ઉચ્ચાર એ કર્ત્તવ્ય કેરી ભ્રષ્ટતા

" ઉપકારનો ઉચ્ચાર એ કર્ત્તવ્ય કેરી વંચના;

" કર્ત્તવ્ય નિષ્ઠ શશાંક સૂરજ સર્વદા નભી સંચરે,

" વરસાદ વરસેને ધરિત્રી પ્રાણીને હૃદયે ધરે,

" સહકાર મિષ્ટ ફલો સમર્પે સલિમ શુચિ સરિતા વહે,

" એ સર્વ સિદ્ધ સ્વભાવથી ઉપકારના શાસ્ત્રો કહે.

" સંતપ્ત પ્રાણી ઠારવા એ માનવોનો ધર્મ છે;

" ઉપકાર નહિ પણ માનવો એ ધર્મકેરો મર્મ છે."

કોકિલા કોકિલ કંઠે બોલી.

" પોતાના જાનને જોખમમાં નાંખી મ્હારૂં જીવન બચાવનારા સજ્જનનો હું ન માનું ઉપકાર; તો મારા જેવી બીજી કોણ કૃતઘ્ની નાર ? "

ડોકટર કાંઇ પણ બોલે ત્યાર પહેલાં કોકીલા બોલી.

" હવે મ્હારી પ્રકૃતિ સ્વસ્થ થઈ ગઈ છે. માટે અધિક દિવસ રહી આપને હવે વધુ તસ્દી આપવા હું ઇચ્છતી નથી. "

ડોકટરે હસીને કહ્યું.

"જેવી ત્હમારી ઇચ્છા પણ–તમે થોડા દિવસ મધુપુરમાંજ રહી પછી મંગળપુર જાઓ તો વધુ સારૂ."

સભ્યતાની ખાતર ડૉકટરને એમ કહેવું પડયું. પણ કોકિલાને કોઇ પણ સ્થળે જવા દેવા તે ખરા અંતઃકરણથી ખુશી ન હતો. એક અકથ્ય ભાવ તેના હૃદયમાં ઉપસ્થિત થયો હતો. તે વિચાર કરવા લાગ્યો.

"કોકિલાને મારા મનની સ્થીતિ જલદી જણાવી દેવીએ યોગ્ય ન કહેવાય તેણી મારા ઉપકારના બોજા નીચે દબાયલી હોવાથી હું મારો ઉદ્દેશ તેને જણાવું, અને કદાચ તે પ્રમાણે તે ખુશી ન હોય, તથાપિ કૃતઘ્નતાથી તે મારૂ કહેવું કબુલ કરશે; પરંતુ એવા લગ્ન સુખ દાયક નીવડતા નથી. પ્રિતિને ખાતર નહિ પરંતુ મારા ઉપકારનો બદલો વાળવા ખાતર એ મારી સાથે લગ્ન કરે અને હું પરણું એના કરતાં અવિવાહિત રહેવું એજ વધુ ઉત્તમ! પ્રીતિના અંકુરો ફુટયા વિના પતિ–પત્નિના સંબંધથી એકદમ જોડાઇ જવામાં સંસારની મીઠી મઝાઓનાં દર્શન પણ થઇ શકતા નથી. કારણકે—

પ્રીતિ ભરેલું લગ્ન છે તે લગ્ન સાચું નામ છે,
પ્રીતિ વિનાનું લગ્ન તે નહિ લગ્ન પણ બદનામ છે;
સુખમય બનાવે જીંદગી જો લગ્ન પ્રીતિથી ભર્યું,
ઝેરી બને છે જીંદગી જો લગ્ન પ્રિતિ વણ કર્યું.

પત્નિ પતિના હૃદયમાં સત્પ્રેમ જો ઉભરાય છે,
તોજ સાચું નામ સાર્થક લગ્ન કેરૂં થાય છે !"

"ડૉકટર સાહેબ !" કોકિલાએ ડૉકટરની વિચાર નિદ્રાનો ભંગ કરતાં કહ્યું. "મ્હને હવે કશાપણ ઉપચારની જરૂર રહી નથી, કારણકે મારૂં શરીર તદ્દન સારૂં થઇ ગયું છે. માટે મ્હને રજા આપો. આપના ઉપકારનો બદલો કોઈક સમયે હું જરૂર વાળી આપીશ."

"આપને જવુંજ હોય તો કાંઇ મારી ના નથી–પણ–"

"પણ શું !"

'ત્હમે મંગળપુર જવાનો વિચાર માંડી વાળો તો ?

"શા માટે ?"

"પ્રવાસના પરિશ્રમથી ત્હમારી પ્રકૃતિ પુનઃ લથડી પડશે !"

"મ્હારી પ્રકૃતિ આપના ઉપચારકૃપાપ્રસાદ વડે એટલી બધી સુધરી ગઈ છે કે મને હવે પરિશ્રમથી સ્હેજ પણ ઈજા નહિ થાય."

"વા....રૂ, મ્હારી એક વાત સાભળશો ?"

"કહો"

"ત્હમે મ્હારી સાથે......." ડૉકટરની જીભ ઉપર પચાસ મણ પાષાણનો ભાર પડયો. આખા શરીરમાં કંપ થયો.

"હૃદયનો વિચાર સ્પષ્ટ રીતે કંઇ પણ સંકોચવિના કહી નાખો!" કોકિલાએ કહ્યું:

"ત્હમે મ્હારી સાથે........" ડૉકટરની જીભ વળી અટકી પડી.

"શા માટે ગભરાઓ છો?"

"ત્હમે મ્હારી સાથે—હા—હા–લગ્ન ન કરી શકો?" ડૉકટર કંપતા અવાજે વાક્ય પુરૂં બોલી ગયો. તેના નેત્રો ભૂમિપ્રતિ નીચા નમી ગયા. હૃદય સાગરમાં અજબ ઊર્મિઓ ઉછળવા લાગી. છાતી ધબકવા લાગી. મગજ જાણે કે ચક્કર ચક્કર ફરવા લાગ્યું!

સ્ત્રીએ કંઈ પણ સંકોચ વિના પોતાના ગાલ ડૉકટર આગળ ધર્યા. ડૉકટર કોકિલાના ભાવને કળી ગયો. તેણે પોતાના હોઠ દ્વય, સ્ત્રીના ગાલ તરફ લીધા. હોઠ ગાલને અડયા. અને ચુંબનનો મીઠો ધ્વનિ ગાજે ત્યાર પહેલાં ડૉકટરની બાજુમાંથી સન સનાટ કરતી એક ગોળી પસાર થઇ. ચુંબન અટકી પડયું. ડૉકટર ચમકી ગયો. અને ગુસ્સાના વેગથી તેણે પોતાની રીવૉલ્વર લીધી. રૂમમાં ચોતરફ દ્રષ્ટિ ફેરવી. રૂમના એક ખૂણામાં કાળા પોષાકમાં સજ્જ થએલી એક આકૃતિ કબાટનો સ્હેજ ઓથ રાખી છુપાયલી ઉભી હતી, ડૉકટરે તે તરફ રીવૉલ્વર તાકી અને કહ્યું:

"કોણ છે શયતાન?"

"જેનું કર્યું છે તેં ભયંકર અપમાન!" સ્હામેથી ઉત્તર મળ્યો.

"તે દિવસે સ્રીનાં પ્રેતને લઇ મારી પાસે આવેલી સોનેરી ટોળીમાંનો તું એક છે ?"

"હા."

"અત્યારે કેમ આવ્યો છે ?"

"ત્હારો વધ કરવા."

"મ્હારા પહેલા તો તું નર્કની હવા ખાવા ચાલ્યો જઇશ, ચંડાળ ?" કાળી આકૃતિએ એક ચિજ ડોકટર તરફ ફેંકી અને કહ્યું:

"ડોકટર ! જો કે આ શું ચિજ છે !"

"ડોકટરે તે ચિજ લીધી. અને બત્તી પાસે ગયો. બરાબર તપાસ કરી પછી તે બોલ્યો ! "આ એક ખંજરનો કકડો છે !"

એ કકડાને સારી રીતે જોઇ લીધા પછી ડોકટરે દૃષ્ટિને ઉંચી કરી આશ્ચર્ય ! જુએ છે તો તે ખુણામાં એ કાળી આકૃતિ ન હતી !

ડોકટર રીવૉલ્વર સાથે રૂમમાંથી ન્હીને બહાર ગયો. બંગલાના દ્વાર સુધી તે દોડી ગયો, પરંતુ તે "**ભેદી આકૃતિ**" તેની દૃષ્ટિએ પડી નહિ. પછી ડોકટર પોતાના રૂમમાં આવ્યો.

જુએ છે તો ત્યાં કોકિલા પણ ન હતી !

ડોકટર ઢીંગ બની ગયો....હાથમાંથી રીવૉલ્વર પડી ગઇ.



# પ્રકરણ ત્રીજું.

## " ભેદી ભામીની "

તા. ૩ જી જુનનીરાત—

મધ્ય રાત્રિ જેટલો સમય વ્યતિત થઇ ગયેલો હોવાથી મધુપુરમાં સર્વંમ નિઃસીબ્ધતા પ્રસરી રહી હતી આખું મધુપુર નિદ્રાદેવીના ખોળામાં અચેતન પડયું હતું ભીતિ પ્રદ શાંતિનું સામ્રાજ્ય વ્યાપેલું હતું માત્ર કવ-ચિત કવચિત પહેરેગીરોના ' સાવધાન રહો, સાવધાન રહો ' ના અવાજથી એ શાંતિનો ભંગ થતો હતો.

સિપાઇ અલીમહમદ પેરાપર હતો. મધુપુરથી દુર આવેલી સરિતા કિનારે ગૃહસ્થોના બંગલાની આજુબાજુ આ સિપાઇ હાથમાં નાગી તલ્વાર લઇ આંટા મારતો હતો. તેની મુછો કાળી ઝેબજેવી ત્રણ આંકડાવળે એટલી લાંબી હતી. તેનુ શરીર લઠ્ઠ જેવુ અને છાતી અતિશય વિશાળ હોવાથી કાચો પોચોતો જોતાંજ કંપવા લાગે એવો તેનો દેખાવ હતો.

એક સ્ત્રી આ સિપાઇ પાસેથી પસાર થઇ. અલીમહમદ તેણી તરફ તાકી તાકીને જોઇ રહ્યો. તે સ્ત્રી ઘણીજ ઝડપથી ચાલી જતી હતી અલીમહમદના કર્ણોપર સીસોટીનો અવાજ

આવ્યો. અને બીજીજ પળે અવાજ આવ્યો: "એ સ્ત્રીને પકડો પ–ક–ડો."

અલીમહમદ ચમકયો દોડયો અને પોતાના લોઢા જેવા હાથથી તે સ્ત્રીનો હાથ પકડયો.

"કોણ ?" તે સ્ત્રીએ પાછું ફરતા કહ્યું.

"હું પોલીસ."

"મ્હને શા માટે પકડો છો ?"

"ત્હને પકડવાનો અવાજ આવે છે !"

"એ અવાજ આપનાર કોઈ દુષ્ટ શયતાન હશે !"

"નહિ. અવાજની સાથે સંભળાતી વ્હીસલપરથી હું માનું છું કે તે શયતાન નહિ કિન્તુ પોલીસ છે."

"પોલીસ મને પકડવા શા સારૂ વ્હીસલ મારે ?"

"ત્હેં કાંઇ ગુન્હો કર્યો હશે !"

"હું નિર્દોષ છું !"

"એ ન માની શકાય ! વળી આ મધ્ય રાત્રિએ તું એકલી શા સારૂ નિકળી છે એજ કહે."

"હું મ્હારા કામે જવા નિકળી છું !"

"એ બધા ત્હારા બ્હાના છે, તને કબજામાં રાખવીજ પડશે"

"પણ મ્હને છોડી મુકો તો" એટલું કહી તે સ્ત્રીને એક કટાક્ષ ફેંકયું.

ખંજરની તીવ્ર અણિથી પોલીસનું હૃદય જેટલું

જખમી ન થાય, તેટલું—બલ્કે તેથી પણ વિશેષ સ્ત્રીના કટાક્ષથી જખમી થઇ ગયું.

"છોડી મુકું તો—"

"તો હું પાંચ ગીનીઓ આપું." કહી સ્ત્રીએ પાંચ ગીનીઓ બતાવી,

ગીનીઓના ચળકાટથી પોલીસની આંખોના ચશ્મિયારા ખસી ગયા.

"લા—વો" કહી પોલીસે ગીનીઓ લેવા પોતાનો હાથ લંબાવ્યો.

"મ્હારૂં બીજુ કામ કરો તો—" કહી પાંચ ગીનીઓ આપી.

"કહો બીજું કામ." ગીનીઓ ખીસામાં મુકતાં સિપાઇ બોલ્યો.

"મ્હને ત્હમારી બંદુક આપો."

"શું ઉ ઉ ઉ ?"

"મ્હને ત્હમારી બંદુક આપો."

"બંદુકને શું કરશો ?

"કંઇ નહિ"

"ત્યારે શા માટે માગો છો !"

"અમસ્થી"

"જે ચિજ અનુપયોગી છે તેને માટે શા સારૂ

માગણી કરો છો એજ હું તો સહમજી શકતો નથી—હા પણ કદાચ બંદુક આપું તો—"

"તો ?"

"કેટલી ગીનીઓ આપો ?"

"દશ"

"લા—વો"

"પહેલા બંદુક આપો પછી ગીનીઓ !

"લ્યો." કહી પોલીસે સ્ત્રીને બંદૂક આપી.

બંદુક હસ્તગત કરી તે સ્ત્રી ચાલવા લાગી. પોલીસ તેને રોકતાં બોલ્યો "અરે ! ગીનીઓ આપ્યા સિવાય ક્યાં જાય છે ?"

"શાની ગીનીઓ ?" સ્ત્રીની આંખ ફરી બંદુકની નળી પોલીસની છાતી સામે ધરી "જો એક પણ ડગલું મારા તરફ ભર્યું છે, તો જાણજે કે તું તારી માના પેટે જન્મ્યોજ ન હતો.

બિચારો ગીનીઓના તેજથી અંજાઇ ગયેલો ગરીબ અલીમહમદ ! તે ગાભરો બની ગયો અને વ્હીસલ મારી.

પણ તેની મદદે કોઇ આવે ત્યાર પહેલાં સ્ત્રીએ બંદુક ફોડી અલીમહમદ સ્વર્ગ તરફ પ્રયાણ કરી ગયો !

સ્ત્રીએ ત્યાંથી ન્હાસવા વિચાર કર્યો. ત્યાં સ્હામેથી પાંચ પોલીસો આવતા દેખાયા પોલીસોને નજીક આવતા જોઇ સ્ત્રી બંદુક તાકીને બોલી "એટલેજ રહો"

"બંદુક નીચે મુક ! એક પોલીસે દમ માર્યો.

"ખબરદાર !" તે સ્ત્રી બોલી "એકપણ શબ્દના ઉચ્ચારવિના તમે બધા તમારા રસ્તે જાઓ."

એક પોલિસનું લોહી ઉકળી આવ્યું અને તે સ્ત્રી પ્રતિ ધસ્યો. સ્ત્રીની બંદૂક ફુટી અને તે પોલીસ રામ શરણ થયો.

ત્રણ પોલીસ ન્હાસી ગયા બાકી રહેલા એક પોલીસે સ્ત્રીની છાતીમાં બંદુક તાકી અને રૂવાબથી બોલ્યો

"સીધી રીતે શરણ થાય છેકે નહિ ?"

"મ્હને શરણે કરનાર તું કોણ ?"

"તું કોણ ?"

"નાહક શેખાઈ જવાદે નહીતર તારાપણ આવાજ હાલ થશે, જો તીનપાંચ કરી છે તો ! સ્ત્રીએ તરફડતા પોલીસ તરફ આંગળી બતાવતાં કહ્યું.

પોલીસની આંખોમાં ખુનસ આવ્યુ. તેની રગે રગમાં ક્રોધ વ્યાપ્યો.

"બોલ તારો શું વિચાર છે ?"

"તું કોણ પુછનાર છે ?"

"તું છો એક અબળા નાર અને મ્હારા સામે જવાબ સવાલ ?"

"ઉલ્લુ ! જો કે હું કોણ છું ?" શરીર ઉપરથી સ્ત્રીએ સ્ત્રીવેષ દુર કર્યો.

પોલીસ જોઇ શકયો કે આખા મધુપુરમાં અજબ રીતે ચોરી કરીને બહાદુર અને કુશળમાં કુશળ ડીટેક્ટીવોના સકંજામાં પણ ન સપડાવા જેટલી બાહોશી ધરાવનાર ચોરનો રાજા પ્રેમરાય હતો !

“જે બદમાશને પકડવા પોલીસ સુપ્રિન્ટેન્ડેન્ટો, ઇન્સ્પેકટરો તથા બાહોશ ડીટેકટીવો પણ નિષ્ફળ નિવડયા છે, એ બદમાશને હું પકડી પાડું તો હું મ્હોટું માન પામું–ઉપરાંત સારે ઇનામ પણ પ્રાપ્ત કરૂં.”

એમ વિચાર કરી, પોતાના સઘળા જોરને એકત્ર કરી તે પોલીસ પ્રેમરાય તરફ ધસ્યો–પણ ?

પ્રેમરાયની બંદૂકનો ભોગ થઇને જમીન પર પછડાઇ પડયો !

પ્રેમરાય હવે પોતાના રસ્તે પડયો. થોડે દુર ગયો ત્યાં તેના ખભા ઉપર કોઇના હાથ પડયા. પ્રેમરાયે ચમકીને પાછળ જોયું તો ડોકટર બલવંતરાય આંખમાંથી અગ્નિ કણો વરસાવી રહ્યો હતો !

---

## પ્રકરણ ચોથું.

### " ખૂનરેજી ? "

" કોણ છો ત્હમે ? " પ્રેમરાયે પુછયું.

" વાહ ! શું મને નથી ઓળખતા ? " ડોકટરે ઉત્તર આપવાને બદલે સામો પ્રશ્ન કર્યો.

" હું તમને ઓળખતો નથી ! "

" મ્હેં તમને તીવ્ર વિષના ભોગ થતા બચાવ્યા છે અને કહો છો કે હું તમને ઓળખતો નથી ! "

" મગજમાં ચિત્તભ્રમ વાયુએ પ્રવેશ કર્યો છે; કે બાટલીના પવિત્ર પાણીથી કોઠો ભર્યો છે ? "

" મ્હારૂં મગજ ઠેકાણેજ છે ત્હમે ભુલ ખાઓ છો ! હું ડોકટર બલવંતરાય કે જેણે તમને આ સોનેરી ટોળીના પંજામાંથી બચાવ્યા છે. "

' વ્યર્થ ગળે પડવા જેવું ન કરો. ચાલ્યા જાઓ. ત્હમે ડોકટર હો કે સમ્રાટ હો તે કહેવાની કાંઇ જરૂર નથી. "

" મ્હારા ઉપકારનો આ બદલો ? " ડોકટરે ભવાં ચડાવ્યાં.

" ઉપકાર શું ને બદલો શું ? ત્હમે મ્હારા ઉપર ઉ-પકારજ કર્યો નથી. હશે. રસ્તો માપો."

" ત્હમે કોણ છો ?"

" તેની તમારે શી પંચાત છે ?"

" મ્હને જણાય છે કે હું ઠગાયો છું !"

" કેવી રીતે ?"

' સાંભળો !" ડોકટરે કહેવા માંડયુ. " અમુક દિ-વસો અગાઉ મારા બંગલામાં એક ટોળી એક સ્રીના પ્રેતને ઉપાડી લાવી હતી, અને મારી પાસેથી જબરજસ્તી કરી સર્ટિફીકેટ મેળવવા માગેલું હતું કે તે સ્રી હાર્ટડીઝીઝથી મરણ પામેલી છે ! પરંતુ મ્હેં ચાલાકીથી તે સ્રીના પ્રેતની જગ્યાએ એક તરૂણ પુરૂષનું પ્રેત ગોઠવી એ ટોળીને ઠગી લીધી હતી. તે સ્રી તીવ્ર વિષના પ્રયોગથી પ્રેતવત બનેલી હતી; પરંતુ વાસ્તવિક રીતે તેણી મૃત્યુના મ્હોમાં હોમાઈ ચૂકી ન હતી એમ મારા બારીક અવલોકનથી મને જણાયુ અને મ્હેં મારી સઘળી શકિતનો વ્યય કરી તેણીને સાજી કરી–જ્યારે સારી રીતે તે આરામ પામી ચૂકી ત્યારેજ એટલે કે આજેજ ત્રણ ચાર કલાક પહેલાં મારી પાસેથી પોતાને ગામ જવા રજા માગેલી. હું જરા આનાકાની કરતો હતો કે સ-મ્પૂર્ણ સ્વાસ્થ્ય સંપાદન થયા પહેલાં પ્રયાસનો પરિશ્રમ વેઠવામાં સલામતી નથી. ત્યાંતો એકાએક મ્હારી પાસે એક ગોળી પસાર થઇ અને મ્હેં મ્હારી રૂમમાં ચોપાસ દષ્ટિ ફેરવી

તો એક કાળી લેંઘી આકૃતિ મ્હેં જોઇ. મ્હેં રીવૉલ્વર લીધી અને તે આકૃતિ સ્હામે તાકી. પરન્તુ તે આકૃતિએ મ્હને ઠગી લીધો. મ્હારી આંખમાં ધુળ નાંખવા જેવું કરી તે છટકી ગઇ. હું મારા બંગલાના દ્વાર સુધી દોડતો ગયો, તથાપિ તે આકૃતિ નજરે પડી નહિ. પછી હું મ્હારા રૂમમાં આવ્યો, તો મારી પાસે રજા માગતી તે સ્ત્રી પણ ન હતી!

હું તરત બંગલા બહાર પડ્યો. જે વખતે ત્હમે પોલીસની સાથે ઝપાઝપી કરી રહ્યા હતા, તે વખતે તમે સ્ત્રી વેષમાં હતા તેથી મ્હેં અનુમાન કર્યું કે મારી પાસેથી એકાએક ગુમ થયેલી સ્ત્રી એ તમે જાતેઅને પોતેજ! પણ જ્યારે ત્હમે સ્ત્રી વેષ દુર કર્યો ત્યારે હૂં દીંગજ થઈ ગયો. હું મારી જાતને કહેવા લાગ્યો કે અમૂક દિવસોનો સહવાસ છતાં સ્ત્રી વેષમાં છુપાયલી વ્યક્તિને ઓળખી ન શક્યો. મારી કુશળતામાં હજી ખામી છે એમ મને જણાયું........ તમે જ્યારે ત્યાંથી ચાલ્યા એટલે હું તમારી પાછળ પડ્યો ....એમ ધારીને કે બરાબર ઇન્કવાયરી કરવી કે ત્હમે તે સ્ત્રી તો નહિ?"

પ્રેમરાય આ સાંભળી આશ્ચર્ય ચકિત થઇ ગયો. તેણે કહ્યું.

"ઘણુંજ ચમત્કારિક! પણ ડોકટર મહાશય! કહેશો કે તે સ્ત્રી કોણ હતી?"

"તે સ્ત્રી મંગળપુરની હતી અને તેના બે વિત્રાઇ સાથે તે આ મધુપુરમાં આવી એક લૉજમાં ઉતરી હતી; પરન્તુ પાછળથી ગુમ થયાનું વર્ત્તમાનપત્રોમાં છપાયું હતું ! —હું ધારૂં છું કે આપે તે વાંચ્યું પણ હશે !"

"હા. મ્હેં એ વાંગ્યું છે અને તેની શોધ માટે તો હું ફાંફાં મારી રહ્યો છું. વર્ત્તમાનપત્રમા વાંચ્યું ત્યારથી તેની શોધ કરવાની આકાંક્ષાનો મારા હૃદયમાં ઉદ્‌ભવ થયો છે, મ્હારી બાહોશી ત્યારેજ સંપૂર્ણ ગણાય જ્યારે હું તેણીને ગમે તેમ કરી શોધી કાઢું અને એના સંગે હું સ્ત્રી વેષ પહેરી કવચિત મધુપુરના છુપા રસ્તામાં વિચરૂં છું. અત્યારે સ્ત્રી વેષ લીધો હતો તે પણ એ માટે કે કાંઇક પત્તો મેળવી શકાશે....પરંતુ ઓચિંતા પોલીસની સાથે ઝપાઝપી થઇ ગઇ."

"વા–રૂ. ત્હમારૂં નામ જણાવશો ?" ડોકટરે પુછ્યું.

"પ્રેમરાય."

ડોકટર બે ડગલા પાછો હઠી ગયો. "શું ત્હમે પ્રેમરાય છો ?"

"હા. હું પ્રેમરાય છું, કે જે વ્યકિતથી આખું મધુપુર ત્રાહી પોકારી રહ્યું છે, અને બાહોશ ડીટેકટીવો ચોવીશે કલાક જેની પાછળ ફર્યા કરે છે !"

"મારા ધન્ય ભાગ્ય કે એક બાહોશ વ્યકિતના મ્હને દર્શન થયા....હા ! પણ તે કોકીલાને કેવી રીતે શોધી કાઢશો ?"

"તે સ્ત્રીનું નામ કોકીલા છે?"

"હા."

"વારૂ-- "

પ્રેમરાય કાંઇક બોલવા જતો હતો ત્યાં ડોકટર બોલ્યો.

"કોકીલાને શોધવા ખરેજ ત્હમે ઉત્સુક રહેશો?"

"હા."

"તો તે કામમાં હું ત્હમારી સાથે જોડાઉં છું"

"એટલે?"

"મ્હારી સઘળી શકિત ખર્ચિને કોકિલાની ભાળ મેળવવા ઉપરાંત બદમાશોને પકડી પાડવા ત્હમારી સાથે રહી તન તોડીશ."

"તમે એ ઉપાધિ શા માટે શીરપર ધારો છો?"

"ત્યારે ત્હમે શા માટે સ્વીકારો છો?"

"મ્હને ગુપ્તભેદને તોડવાનો શોખ છે!"

"ત્હમને શોખ છે તેમ મને પણ એવો કાંઇક શોખ છેજ. અને વળી કોકિલા આંખના પલકારા જેટલા સમયમાં ગુમ થઇ ગઇ તે કેવી રીતે ગુમ થઇ? એ જાણવા મ્હારૂં મન અધીરૂં થઇ ગયું છે!"

"ત્યારે જોઇએ છીએ કે આપણા બેમાંથી કોણ ફત્તેહ મેળવે છે!"

"સારૂ....પણ આપનું રહેઠાણ કયાં છે તે કહો તો કંઇક મને ઉપયોગમાં આવી શકે."

" તે કહેવા હું અશકત છુ ! "

" શા માટે ? "

" મ્હારૂં રહેઠાણ જાહેર કરવામાં મ્હારા જાનનું જોખમ છે ! "

" પણ હું તો ત્હમારો મિત્ર— "

" નહિ. આ પ્રેમરાય દુનિયામાં કોઇને મિત્ર માનતો નથી. કારણ કે મ્હને બહુ વખત અનુભવ થયો છે કે શત્રુ કરતાં મિત્ર ઘણોજ ભયંકર નીવડે છે ! "

" મ્હને કુટિલ ધારો છો ? "

" નહિ. "

" તો પછી મ્હને મિત્ર તરીકે ન સ્વીકારી શકો ? કોકિલાની શોધમાં હું તમને યથા શક્તિ સ્હાય આપીશ. "

" પ્રેમરાય બીજાની સ્હાયની અપેક્ષા રાખતોજ નથી ! "

" સારૂ ત્યારે જા–ઓ " ડોકટરે જરા તિરસ્કારના ભાવમાં કહ્યું:

" કયાં જશો શયતાનો ? " એક કાળી આકૃતિએ એકાએક પ્રકાશમાં આવી બોલવા માંડયું, " ડોકટર બલવંતરાય ! આજે તારા બાર વાગવાના છે ! બદમાસ પ્રેમરાય ! આ રીવોલ્વરના બાર સાથે તારા પણ બાર વાગવાના છે ! "

પ્રેમરાય કાચો પોચો ન હતો. તે આવી ધમકીથી ડરે એમ ન હતું. તેણે સ્હામિ પીસ્તોલ તાકી અને રૂવાબથી બોલ્યો:

"નીચ! દુષ્ટ! તું કોણ છે!"

"ત્હારો કાળ!" કહીએ આકૃતિ પ્રેમરાય પ્રતિ જોસમાં ધસી. ડોકટરની રીવોલ્વરનો બાર થયો. કાળી આકૃતિની છાતી વીંધાઇ ગઇ. અને તેજ પળે બાજુ પરથી ગોળી આવી. સદ્‌ભાગ્યે કોઇને ઇજા થઇ નહિ. એક, બે, ને ત્રણ અને બીજી કાળી આકૃતિએ આવી પાછળથી ડોકટરની ગળચી દાબી. ડોકટર જોર વાપરે ત્યાર પહેલાં બીજી આકૃતિએ આવી ડોકટરને જમીન પર પછાડયો. પ્રેમરાયનો ક્રોધ કાબુમાં ન રહ્યો. તેણે બંદુકના ઉપરા ઉપર બાર કર્યા. એક આકૃતિ રામ શરણ થઇ ગઇ. પ્રેમરાય બીજાનો ભોગ લે ત્યાર પહેલાં તેની પીઠમાં લાકડીનો એક સજ્જડ ઘા પડયો. અને પ્રેમરાય ધબ દઇને પડી ગયો. એક જણ ડોકટરની છાતી ઉપર ચ્હડી બેઠો. ને એક જણ પ્રેમરાયની છાતી ઉપર. પ્રેમરાયે પુષ્કળ જોર કર્યું. ને પોતાની છાતી ઉપરના જણને દુર ફગાવી પોતે ઉભો થઇ ગયો. રીવોલ્વર ફોડી અને એક જણ તેનો ભોગ થઇ ગયો!

ડોકટરની છાતી ઉપર ચ્હડી બેઠેલા આદમીએ દાંત કચ કચાવી, હોઠ પીસી ડોકટરની ગળચી જોરથી દાબી:

"બોલ કોકિલા કયાં છે?"

"કોકિલા કો....ઓ....ઓ....ણ?" ગળું દબાતું જતું હતું.

"તપેલી પ્રેતવ સ્રી."

"તેતો મરેલી હતી!"

"નહિં તે જીવંત હતી. ઔષધોપચારથી તે જીવવા પામી છે એમ અમને ખબર મળ્યા છે, માટે બોલ તે સ્ત્રી કયાં છે?"

"પણ હું કાંઇ જાણતો નથી. તે સ્ત્રી મરેલી જ હતી!"

"પ્રેતની અદલ બદલ કરવાની તારે શી જરૂર હતી?"

"પ્રેતની અદલ બદલ? અને તે શું મેં કરી? કેમ માનો છો?" ડૉકટરને જાણે કે કંઇજ ખબર નથી તેમ બોલવા માંડયું.

"ચુપ બદમાસ! હજીપણ ઠગવા ધારે છે? એ સ્ત્રીને સોંપી આપ. નહીતર મારોં જઇશ—પળમાત્રમાં યમ પુરીને રસ્તે જઇશ."

પ્રેમરાય જરા દુર રહી આ સાંભળી રહ્યો હતો.

"બોલ બોલ ત્હારો શું વિચાર છે?"

"તે સ્ત્રી મ્હારી પાસે નથી અને તે હું સત્યજ કહું છું!"

"તે સ્ત્રી તારી પાસે નથી?"

"ના."

"નથી?"

"ના."

"નાહક જાન ના ગુમાવ"

"પણ હું સત્ય કહું છું, રાક્ષસ?" ડોકટર ખીજવાયો. લોહી ઉકળી આવ્યું પણ શું કરે? તે જોરથી દબાયલો હતો?"

"તે પ્રેત ક્યાં ગયું?"

"મ્હારો ઉપયોગી ભાગ કાઢી લઇને મ્હેં તે પ્રેત તમને પાછું સોંપ્યું છે!"

"ફિશિયારી ન કર જો હું વન ટુ થ્રી બોલું છું. એટલામાં તું નહિ માને તો આ રીવોલ્વરની ગોળી તારી છાતીમાં આરપાર ચાલી જશે....જો....સાંભળ!—વન, ટુ થ્રી........"

એ બદમાશ રીવોલ્વર છોડે ત્યાર પહેલાં પ્રેમરાયની રીવોલ્વરનો તે ભોગ થઈ પડયો!

પ્રેમરાય અને ડોકટરે મળી મડદાંના ગજવા તપાસ્યા. કોકિલાની બાબતમાં કાંઈપણ પ્રકાશ વડે એવા કાગળીયા કે બીજી કોઈ વસ્તુઓ મળી આવશે એમ તેઓ માનતા હતા; પરંતુ કોઇના ગજવામાંથી કાંઇ પણ વસ્તુ મળી આવી નહિ.

"ડોકટર!" પ્રેમરાયે કહ્યું: "હવે આપણે જુદા પડીએ બદમાસો આટલામાં ફરતા હશે અને જો આપણને દેખશે તો વળી જાન જોખમમાં આવી જશે!"

"ખરૂં."

બન્નેએ શેક હેન્ડ કરી. પણ બન્ને પોત પોતાના રસ્તે પડે ત્યાર પહેલાં પુરજોસમાં તે સ્થળે એક મોટર

આવતી હોય તેવો અવાજ આવ્યો, બન્ને ચમકયા. થોડીજ વારમાં એક મોટર તે બન્ને ઉભા હતા તે સ્થળમાં આવી પહોંચી.

મોટરમાંથી અવાજ આવ્યો:

" ખબરદાર ! એક પણ ડગલું આગળ ભર્યું છે તો."

પ્રિય વાંચક ! આ અવાજ કોનો ? અનુમાન કરી શકશો કે ? વ્હેપાર કરવામાં તો મોટા મોટા પ્હાડ તોડી પાડો છો, તો આવું સ્હેજ પણ અનુમાન નહિ કરી શકો ? અરે ! જાઓરે જાઓ ભલાં માણસ ! !

## પ્રકરણ પાચમું.

### " જવાબ–સવાલ. "




મોટરમાંથી એક પુરૂષ નીચે ઉતર્યો અને બોલ્યો:

" બલવંતરાય ! પ્રેમરાય ! થોભો."

એક અજાણ્યા પુરૂષના મ્હોડે પોતાનાં ખરા નામ સાંભળતાંજ બન્ને દીંગ થઇ ગયા પ્રેમરાયના મુખ મંડળ ઉપર ભયની છાંયા સ્પષ્ટ પ્રતિત થવા લાગી. તે ગભરાયો. " જો હું પકડાઇશ તો !"

ડૉકટરે હિંમત ધરી પ્રશ્ન કર્યો:

" ત્હમે કોણ છો ? "

" ત્હમારો હિત ચિંતક. "

" નામ ?

" માધવલાલ. "

" અમને ઓળખો છો ! "

" હા. "

" કયાંથી ? "

" તે જણાવવાનો હાલ સમય નથી....હું પુછું છું કે ત્હમે કોકિલાની શોધ માટે નિકળ્યા છો નહિ વારૂ ? "

" તે ત્હમે કેમ જાણ્યું ? "

તે પુરૂષે ડૉકટરના પ્રશ્નનો ઉત્તર આપવાને બદલે સામો પ્રશ્ન કર્યો.

" કોકિલાનો પત્તો મળ્યો કે નહિ ? "

" ના " ડૉકટરે ટુંકો જવાબ આપ્યો.

" કયાં ગઇ હશે ? "

" તે વિષે હું અનુમાન કરી શકતો નથી. પણ કહેશો કે તમે કોણ છો ? "

" હું કોકિલાનો પિતા છું. મ્હારૂં કહેવું સાંભળો. " માધવલાલે બોલવા માંડયૂં " મ્હારી પુત્રી કોકિલા તેના બે પિત્રાઇ સાથે અહિં મધુપુરમાં આવેલી ઘણો સમય થયો

છતાં તે પાછી ફરી નહિ, એટલે હું મધુપુરમાં આવ્યો. જે લૉજમાંથી કોકિલાએ મને પત્ર લખ્યો હતો તે લૉજમાં હું ઉતર્યો છું લૉજના માલિકને પૂછતાં તેણે કહ્યું કે કોકિલા લૉજમાંથી ગુમ ગઇ છે અને તે વાત વર્તમાન પત્રોમાં છપાઇ ગઇ છે એ સાંભળી હું ગુપ્ત તપાસ કરવા લાગ્યો. એટલે સુધી મને ખબર મળવા લાગી છે કે કોકિલાને એ પિશાચ પિત્રાઈઓએ વિષ આપેલું અને તે વિષમાંથી તમારા ઉપચાર વડે તે જીવવા પામી છે. પરંતુ તમારી પાસેથી તે ગુમ થઇ છે, અને તમે અત્યારે શોધવા નિકળ્યા છો એવી મને લૉજમાં ખબર મળી અને હું મોટર લઈ અહિં આવી પહોંચ્યો.

"લૉજમાં એ ખબર કયાંથી મળી ?" બલવંતરાયે પુછ્યું:

"મારા તરફથી ખાનગી તપાસ કરવા રોકાયલી બે ચાર વ્યકિતઓએ એ બાતમી મને કહી હતી."

અત્યાર સુધી ચુપ ચુપ ઊભેલો પ્રેમરાય જરા આગળ આવી બોલ્યો:

"મિ૰ માધવલાલ! કોકિલાના પત્રમાં શું લખ્યુ હતું. ?"

"એ પત્રજ આ રહ્યા" કહી માધવલાલે ગજવામાંથી એક પત્ર કાઢી પ્રેમરાયના હાથમાં મૂકયો. છુપી બત્તીની

ચાંપ દાબી પ્રેમરાયે એ પત્ર વાંચ્યો. પત્રમાં નીચે પ્રમાણેનું લખાણ સમાયલું હતું.

ફીંગ લોજ તા, ૧૫ મી એપ્રિલ.

પૂજ્ય પિતાશ્રી !

હું ફીંગ લોજમાં ઉતરી છું. મારી તબીયત સારી છે. મધુપુરની રચના ખરેખર મધુર છે. સૌંદર્ય આંખને ગમે તેવું છે. હું થોડા દિવસ રહીશ. એજ.

ત્હમારી દીનપુત્રી

કોકિલા.

પત્ર પાછો આપી પ્રેમરાએ માધવલાલને પુછવા માંડયું.

" કોકિલાની ઉમ્મર કેટલી છે ? "

" સત્તર વરસની. "

" ત્હેનો ફોટો આપની પાસે છે ? "

" હા. " તેણે ગજવામાંથી એક છબી કાઢીને પ્રેમરાયના હાથમાં મુકી.

" જુઓ આ રહ્યો તેનો ફોટો "

" આ ફોટો હું મારી પાસે રાખી શકું છું ! "

" ઘણીજ ખુશીથી. "

" વા....રૂ. " પ્રેમરાયે ફોટાને ગજવામાં મુકી દીધો. ને વળી પુછવા માંડ્યુ.

" કોકિલાના લગ્ન થયા છે કે ? "

"ના."

"તેને કોઇ ચાહે છે?"

"મ્હારી જાણમાં નથી."

"તેણે મંગલપુર ક્યારે છોડેલું?"

"અઢી ત્રણ માસ પહેલાં."

"તેની સાથે કોણ હતું?"

"તેના બે પિત્રાઇઓ."

"તેઓની ઉમ્મર કેટલી છે?"

"એકની વીશ વરસની બીજાની બાવીસ વરસની."

"વા-રૂ. તેમના નામ?"

"જીવનલાલ અને કાંતિલાલ."

"એ લોકોને મધુપુરમાં કાંઇ કામ હતું?"

"નહિ. કોકિલાની સાથે ખાલી ફરવાજ આવ્યા હતા."

"ત્હમે માંદગી વશ હતા ખરૂં કે?"

"હા."

"ત્હમે વીલ કર્યું હતું?"

"હા."

"વીલમાં શું લખ્યું હતું?"

"કોકિલા અવિવાહિત મૃત્યુ પામે તો મ્હારી સર્વ મિલ્કત જીવનલાલ અને કાંતિલાલને મળે એ મતલબનું લખાણ લખ્યું હતું."

"ત્યારે તો અવશ્ય એ બદમાશોએજ કોકિલાને વિષ આપ્યું હોવું જોઇએ....કેમ ખરૂં કે નહિ?"

"ખરૂં."

"વારૂ. આજથી આપણે ત્રણે એ બન્ને બદમાશોની અને કોકિલાની શોધ ચલાવીશું. સંભવ છે કે એકાદ જણ જરૂર પત્તો મેળવી શકશે.

"ત્રીપુટીએ મોટરમાં સ્થાન લીધું. ડોકટરનું હૃદય ધબકતું હતું. તે મનમાંજ મુંઝાયા કરતો હતો."

"એ બદમાશોનો પત્તો કયારે મળે? કયાંથી મળે? કેમ મળે?"

ડ્રાઇવરે મોટરનું હેન્ડલ ફેરવ્યું. મોટર ચાલે ત્યાર પહેલાં એકા એક મોટરની બત્તીમાં દુરથી એક ગોળીબાર થયો. બત્તીમાંથી અંગારા ખરવા લાગ્યા. અને મોટરનું આખું મુગણું સળગવા લાગ્યું!

ત્રણે જણાંના હોશકોશ ઉડી ગયા!



## પ્રકરણ છઠ્ઠુ

### "ભેદી ખૂન."



ગોળી મારનાર જીવનલાલ હતો. રાત્રિના ભીષણ અંધકારમાં ત્રિપુટી કળી ન શકી કે કોણે ગોળી છોડી? મોટરનું ભુંગળું સળગવા લાગ્યું હતું. એ ગભરાટમાં છુપી બત્તી લગાવી આજુબાજુ જોવાનું પણ તેમને સાંભર્યું નહિ. ભુંગળું વધુને વધુ સળગવા લાગ્યું. માધવલાલે બૂમ મારી.

"ડ્રાઇવર! કેમ ઉભો છે? શું જુએ છે? આખી મોટર સળગી જશે! પછી અમારે ક્યાં જવું?"

"અરે! પણ આ આગમાં મારે કેવી રીતે હાથ નાખવા?!" ડ્રાઇવરે ખિન્ન અવાજે કહ્યું.

"ત્યારે શું અમને હેરાન કરશો? અમને અહિં છોડી મૂકશો?"

"તો શું હું મ્હારી પીઠપર બેસાડીને લઇ જાઉં?" કંઇક ગુસ્સાથી અને કંઈક ઉશ્કેરાટથી ડ્રાઈવરે કહ્યું.

પ્રેમરાયે કહ્યું: "માધવલાલ! જવા દ્યો. બિચારાની મોટર સળગી જાય છે ત્યાં તે શું કરે? ત્હમે જે રસ્તે આવ્યા તે રસ્તેથી તમારા ઉતારે જાઓ.

ડોકટર બળવંતરાય ! તમે પણ તમારા બંગલે જાઓ.—અને હું પણ જાઉં છું. રાત ઘણી પસાર થઈ ગઈ છે. અંધકારનું જોર વધતું જાય છે; અને બદમાશો અહિં તહિંથી ફુટી નિકળે છે. હાલ તરતમાં જુદા પડવું એજ આપણા માટે શ્રેયસ્કર છે."

ત્રણે જણા પોતપોતાના રસ્તે પડયા. સળગતી મોટર ત્યાજ રહી અને બિચારો ડ્રાઇવર !

*　　*　　*　　*

તા. ૨૫ મી જુન.

ડોકટર બલવંતરાય ઇંઝીચેરમાં પડયો છે. ચીરૂટ સળગાવી તેણે તરતમાં આવેલું છાપું વાંચવા માંડયું. એક સમાચાર વાંચતાં તેના રૂંવા ઊભા થઇ ગયા. તેણે પુનઃ તે સમાચાર ધ્યાનપુર્વક વાંચ્યાં.

"માધવલાલનું બદમાસોએ કરેલું ખૂન !"

"માધવલાલ નામનો કોઇ મંગળપુરનો ગૃહસ્થ, તેની પુત્રીની શોધ માટે મધુપુરમાં આવી રહ્યો હતો, તે કીંગ લૉજમાં ઉતર્યો હતો, ગઈ કાલે લૉજના માલીકે પોલીસ ચોકીપર જાહેર કર્યું હતું કે રૂમ નં. ૭ મામાં એક ખૂન થયું છે ! પોલીસ સુપ્રિન્ટેન્ડેન્ટ લૉજમાં તપાસ કરવા ગયાા. અને જોયું તો તે લાસ માધવલાલની હતી ! ખૂન ઘણીજ કરપીણ રીતે કરવામાં આવ્યું હતું !"

" મરનારના હાથમાં ઇન્ડીપેન હતી અને તેના ડાબા પડખામાં ખંજરનો ઉંડો ઘા હતો. તેના કપડા લોહીથી ખરડાઈ ગયેલા હતા. સુપ્રિન્ટેન્ડેન્ટ તે લાસ પોતાના માણસો પાસે ઉપડાવી હોસ્પિટલમાં લઈ ગયા છે. પોલીસ તપાસ ચાલુ છે. "

ડોકટરે આ સમાચારનો એક એક અક્ષર અત્યંત લક્ષપુર્વક વાંચ્યો. પછી તે સ્વગત ઉદ્દગાર કાઢવા લાગ્યો.

"માધવલાલનું ખૂન ! કોણે કીધુ હશે? જીવનલાલ અને ક્રાંતિલાલ તો ન હોય ? હોય પણ, કારણ કે તેઓ માધવલાલની મિલ્કત પચાંવી પાડવા " કાળું કાવત્રું " રચી રહ્યા છે. કોકિલાને તીવ્ર વિષ આપ્યું હતું તેનો ઉદ્દેશ પણ એજ હતો. કોકિલાને હસ્તગત કરી પોતાના કાર્યમાં નડતાં કંટકને સદાને માટે દુર કર્યું હશે !....અને હા ! મરનારના હાથમાં ઈન્ડીપેન હતી તે શું બતાવે છે ? બદમાશોએ વીલ ઉપર માધવલાલની સહી માગી હશે અને માધવલાલે આનાકાની કરી હોય અને બદમાસોએ ઉશ્કેરાઇને તેનું ખૂન કર્યું હોય ! અને મરતી વખતે માધવલાલના હાથમાં ઇન્ડીપેન આપી બદમાશોએ બળાત્કારે વીલ ઉપર સહી કરાવી લીધી હસે !....હાય ! હાય ! જગત્પર કેવા જુલ્મો થાય છે !" એવી એવી અનેક કલ્પનાઓ મગજના અતિ ત્વરિત વેગે કરાઇ ગઇ.

"શું કોકિલા પુનઃ શયતાનના સપાટામાં સપડાઇ ગઇ હશે ?" ડાકટર આગળ ઉદ્‍ગાર કાઢવા જતો હતો ત્યાં એક આંચકા સમેત દ્વાર ઉઘડ્યું અને એક કદ્દાવર માણસ રૂમની અંદર દાખલ થયો. ડોકટરની વિચારમાળાનો અંત આવ્યો. તે ચમકયોઃ

"કોણ ત્હમે ?"

"ધીમે બોલો. હું કોણ છું એ જાણવાની ત્હમારે કશીજ અગત્ય નથી. ધ્યાનપૂર્વક હું કહું તે સાંભળી લ્યો. જરા પણ ગરબડ કરતા નહિ." એટલું કહી તે આવનાર માણસે ડોકટરને પ્રશ્ન કર્યો.

માધવલાલનું એકાએક ખૂન થયાની વાત તો ત્હમે સાંભળી હશે !"

"હમણાંજ મ્હેં છાપામાં વાંચ્યું....પણ કહેશો કે ત્હમે કોણ છો ?"

"હું પ્રેમરાય." કહી તેણે બનાવટી દાઢી મુછો દુર કર્યાં.

"ઓ....હો !" ડોકટર આનંદમાં આવ્યો હોય તેમ બોલી ઉઠયો.

"ઠીક ત્હમે મને અત્યારે મળ્યા કહો એ ખૂન માટે તમે કયા અનુમાન પર જાઓ છો ?"

હું અનુમાન કરૂં છું કે માધવલાલનું ખૂન જીવન-

લાલ અને કાંતિલાલ બન્નેએ કર્યું હોવું જોઈએ. કેમ ખરું કે નહિ ?"

"મ્હને પણ એ એના ઉપરજ શક જાય છે!"

"મરનારના હાથમાં ઈન્ડીપેન હતી એ વિષે ત્હમારૂં શું અનુમાન છે. બલવંતરાય !"

"ખૂનીઓએ મરનારની પાસેથી બળાત્કારે વીલ કરાવવા ધારેલું હશે. અને પછી ઉતાવળથી કે ભયથી મરનારના હાથમાંથી પેન લઈ લેવાનું બદમાશો ભૂલી ગયા હશે !"

"અને એ બદમાશો મધુપુરમાંજ હશે ?"

"એ કાંઇ કહી શકાય નહિ."

"બલવંતરાય ! હું અત્યારે ટ્રેનપર જઇશ. અને ત્હમે અહિં મધુપુરમાં ખાનગી વેષે તપાસ કરતા રહેજો."

"ત્હમે ક્યાં જવા ઇરાદો રાખ્યો છે ?"

"આગળથી સ્થળનો નિશ્ચય થઈ શકે નહિ. તપાસ કરતાં કરતાં જ્યાં નિકળાય ત્યાં ખરૂં."

"સારૂં જાઓ. ગમે તેમ કરીને એ બદમાશોનો પત્તો મેળવવા ઉપરાંત—"

"શું ?"

"કોકિલાનો પણ પત્તો મેળવવો."

"પ્રયાસ તનતોડ કરીશ....પછી ઇશ્વરેચ્છા !"

"પ્રયાસને સર્વ સાધ્ય છે. અને પ્રેમરાય ! કોઇ વખતે આપણો અનાયાસે ભેટો થઇ જાય ત્યારે અન્યોન્ય ઓળખાણ આપવા સારૂ આપણે કાંઇ નિશાની રાખવી જોઇએ."

"શું નિશાની રાખીશું ?"

"કાળા દોરાના કકડા હાથપર બાંધવા."

ડૉકટરે તત્ક્ષણેજ કાળા દોરાના કકડા કાઢયા. અને ચારે હાથ પર એ કકડા બંધાઇ ગયા. પછી બન્ને વેષપલટો કરવાની તૈયારી કરવા માંડી ત્યાં એકાએક પછી આવવાને માટે ખુલ્લી રાખેલી બારીમાંથી ડૉકટરના ઘરમાં એક સફેદ કાગળ ફેંકાયો. ડૉકટરના પગ આગળ તે પડયો. ડૉકટરે તે ઉપાડયો અને વાંચ્યો. વાચતાંજ તેના મ્હોડાપરના ભાવ ફરી ગયા. તેના મુખમાંથી એકાએક ઉદ્‌ગાર સરી ગયો.

"શું માધવલાલ જીવતો છે ?"

પ્રેમરાય અજાયબ થયો. "હેં !"



## પ્રકરણ સાતમું.

## ભેદી લાસ.




ને બીજીજ પળે એક માણસ ડૉકટરની રૂમમાં આવીને ઉભો. અને બોલ્યો.

"ડૉકટર બળવંતરાય ! તબીયત તો ઠીક છે ને ?"

"ત્હમે કોણ છો ?" ડૉકટરે ભેદક દૃષ્ટિ ફેંકતા પ્રશ્ન કર્યો.

"શું કહ્યું ?"

"ત્હમે કોણ છો ?"

"એટલી વારમાં ભૂલી ગયા ?"

"મ્હેં ત્હમને ક્યાંય પણ જોયાજ નથી."

"હું માધવલાલ."

"શું ઉઉઉ ?"

"કેમ ગભરાઇ ગયા ?"

"માધવલાલનું તો ખૂન થયું છે !"

"શું મ્હારૂં ખૂન થયું છે ? ત્યારે અહિં આવ્યો શી રીતે ?"

"વાંચો આ પેપર." કહી ડોકટરે તે માણસના હા-

થમાં પેપર આપ્યું તે માણસ વાંચવા લાગ્યો. ડોક્ટર વિ-ચારમાં પડી ગયો.

"આ માણસ બરાબર **માધવલાલજ** છે! જરા પણ ફેર નથી. શું સમજવું શું પેપરમાં છપાયલા સમાચાર વ-જુદ વીનાનાં હશે?—એમ પણ ન હોય. ભરોંસાદાર ખ-બરપત્રીઓદ્વારા મેળવાયલા સમાચાર પુરતી ખાત્રી બાદ પેપરમાં છપાય છે. ત્યારે? આ માણસ કોણ? **માધવલાલ**! ત્યારે મરનાર કોણ? **માધવલાલ**! કંઇ સ્હમજાતું નથી કે શું સત્ય? આ માણસની આકૃતિ—ચ્હેરો કહે છે કે **માધ-વલાલ**. પેપર કહે છે કે મરનાર **માધવલાલ**.— "

"ડોક્ટર! બહુજ ભયંકર! કયા બદમાશે આવી વાત બહાર પાડી હશે?

ડોક્ટરની વિચાર નિદ્રાનો અંત આવ્યો:

"શું આ સમાચાર અસત્ય માનો છો?"

"ત્યારે શું સત્ય?"

"હા. અને પોલીસ ખાતાના અધિકારીના કબજે એ લાસ પણ હોસ્પિટલમાં પડી છે એ બધી સાબીતીપરથી આ સમાચારમાં લેશ પણ અસત્યાંશ નથી."

"ભળતાજ ચ્હેરાની એ મ્હોકાણ હોવી જોઇએ. કા-રણ કે હું તો જીવતો છું. જુઓ બરાબર શું હું **માધવ-લાલ** નહિ?"

"ત્યારે મરનાર **માધવલાલ** નહિ ?"

પ્રિય વાંચક ! અહિં હસતા નહિ. જે માણસ પોતે **માધવલાલજ** છે અને જેને મરી ગયેલો કુટી પડાય છે એ કેટલું હાસ્યાસ્પદ ?!—ભલે હસજો. આ પ્રશ્નોત્તરની યોજના હસવા પુરતીજ છે.

ડોકટરના પ્રશ્નનો જવાબ ન મળવાથી ડોકટરે પુનઃ પ્રશ્ન કર્યો. "ત્યારે શું મરનાર **માધવલાલ** નહિ ?"

"બેશક નહિ."

"વર્ત્તમાનપત્રમાં છપાયલા સમાચાર શું સત્ય નહિ ?"

"અલબત્ત નહિ."

"એ બધું તુતેતુત હોય—એટલે કે ઉડેલી વાતમાં લેશ પણ વજુદ ન હોય તો ત્હમારી લાસ—"

"શું મારી લાસ ? અરે બલવંતરાય" શું બોલી રહ્યા છો ?"

"પેપરમાં સ્પષ્ટ લખાણ છે કે **માધવલાલની** લાસ—"

"અરે ! ચૂપ કરો હું જીવતો છું અને નાહક શા માટે મારી નાખવા માગો છો ? મરેલો માણસ ચાલી શકે ? બોલી શકે ? નહિજ. અને હું ચાલી શકું છું. બોલી શકું છું. તો પછી હું કેમ જીવતો નહિ ?—છાપાવાળા તો રજનું ગજ કરી બેસે છે, અને એવા દાખલા મ્હેં બહુ જોયા છે."

.

" જો ત્હમે જીવતા હો તો ચાલો મારી સાથે."

" ક્યાં ? "

" ચાલો તો ખરા. "

" પણ ક્યાં ? "

" હોસ્પિટલમાં. "

" હોસ્પિટલમાં ? શા માટે ?

" ત્હમે જીવતા છો એ પુરવાર કરવા માટે ! "

" હે ઇશ્વર ! "

" જૂઓ. ત્યાં જઇને એ લાસને આપણે બરાબર જોઇએ. જો ને લાસ તમને મળતી આવે તો માનવુ પડશે કે તે લાસ બનાવટી છે, અગર— "

" શું ? "

" ત્હમે બનાવટી છો ! "

" હું બનાવટી ? ડોકટર ! આ શું બોલો છો ? કાંઇ ભેજું ચસકી ગયુ છે ? શું હું માધવલાલજ નહિ?

" હશો કદાચ. "

" કદાચ હશો એ શું ? કહો કે 'છો ' "

" 'કોકડું' ગુંચાઇ ગયુ છે ! "

પ્રેમરાય એક બાજુ ઉભો રહી આ પ્રશ્નોત્તર સાંભળી રહ્યા હતો. તેના મ્હોડા ઉપર ભિન્ન ભિન્ન તર્ક વિ-

તર્કના ભાવો સ્પષ્ટ તરી આવ્યા. તેને લાગ્યું કે મામલો વધુ ને વધુ ગંભીર થતો જાય છે.

"ચાલો હોસ્પિટલમાં" કહી ડોકટર ચાલવા લાગ્યો ડોકટરના નેત્ર સંકેતથી પ્રેમરાય પણ તેની પાછળ ચાલ્યો. માધવલાલ પણ પાછળ ચાલતો થયો. તે મનમાં બરબડવા લાગ્યો.

"ઓહ પ્રભુ ! એક માણસ જીવતો છે કે મરેલો છે તેની પરીક્ષા લેવાય છે! હરિ! હરિ! શું જમાનો આવ્યો છે !

ત્રણે જણાં હોસ્પિટલમાં આવ્યા.

પોલીસ સુપ્રીન્ટેન્ડેન્ટને સાથે લઇ ત્રણે જણાં લાસનું અવલોકન કરવા લાગ્યા. કહેવાની જરૂર નથી કે ડોકટર બલવંતરાય અને પ્રેમરાય બનાવટી વેષમાં હતા. ડોકટરે લાસની દરેક બાજુ તપાસી. તે લાસનો ચ્હેરો તથા સાથેના માણસનો ચ્હેરો આબાદ મળતા આવતા હતા. પ્રેમરાય ઘડીમાં લાસ તરફ તો ઘડીમાં તે માણસ તરફ જોતો હતો. ડોકટર પોતાની સઘળી શક્તિ લાશની ઇન્કવાયરીમાં ખર્ચી રહ્યા હતો.

પોલીસ સુપ્રીન્ટેન્ડેન્ટ ડોકટરની તપાસથી છંછેડાયો.

'મીસ્ટર! આ શું કરી રહ્યા છો?"

"જરા લાસને તપાસું છું!"

"મ્હોંપર કપડું ઘસીને તપાસવાનું કારણ?"

'જુઓ સાહેબ! "ડોકટરે કહ્યું:" આ લાસનો ચ્હેરો અને આ આદમીના ચ્હેરામાં કાંઈ ફેર છે?"

સુપ્રિન્ટેન્ડેન્ટે બન્ને ચ્હેરાપ્રતિ ધારી ધારીને જોયું અને પછી તે બોલ્યોઃ "ફેરતો નથી. પણ તેનું શું કામ છે? દુનિયામાં ઘણાં માણસોના ચ્હેરા મળતા આવે છે?"

"પણ આ માણસ કહે છે કે—"

"શું કહે છે?"

"હું **માધવલાલ** છું."

"હેં!" સુપ્રિન્ટેન્ડેન્ટ ભડકી ગયા.

"હા. માટેજ લાસને સારી રીતે તપાસવાની જરૂર છે!"

"પ્રેમરાયને એક વિચાર સુઝયો. અને તેણે મગજમાં કંઇ નવીનજ ચમકારો અનુભવ્યો. અને તેણે લાસની મુછ ખેંચી તો મુછ જુદી પડી ગઇ! બધા દીંગમૂઢ બની ગયા.

એ લાસ **માધવલાલની** ન હતી.



## પ્રકરણ આઠમું.



## " ભેદી ભેટો. "






"ભેદી ઘટનામાં ત્હમે કાંઇ જાણો છો !" સુપ્રિન્ટેન્ડેન્ટે કંઇક આતુરતાથી અને કંઇક કુતુહલતાથી પુછ્યુઃ

" ના જી. " ડોકટરે ઉત્તર આપ્યું.અને પછી ડોકટર લાસપ્રતિ એકી ટશે જોઇ રહ્યો.

" આ લાસને ઓળખો છો, માધવલાલ ! " પ્રેમરાયે પ્રશ્ન કર્યો. " ના. " માધવલાલે ટુંકો જવાબ આપ્યો.

અહિં ડોકટરે પ્રેમરાયને ઇસારો કર્યો. અને પોતે ચાલવા માંડયું. પાછળ પ્રેમરાય અને માધવલાલ ચાલ્યા. સુપ્રિન્ટેન્ડેન્ટ લાસ તરફ જોઇ ગહન વિચાર સાગરમાં તળીયે ડુબી ગયા. ત્રિપુટી હોસ્પિટલને છોડી ગઇ.

તેજ દિવસથી બાહોશ ડીટેકટીવો એ ભેદ પાછળ છુપાયલા બદમાશોને શોધવાના કાર્યમાં લાગી ગયા.

* * *

રાત્રિના અંધકાર વચ્ચે ટ્રેન ઝડપથી દોડી રહી હતી.

બીજા વર્ગના એક ડબ્બામાં બે પુરૂષો નીચે પ્રમાણે વાત-ચીત કરવા લાગ્યા. એક પ્રૌઢા સ્ત્રી સિવાય ડબ્બામાં કોઈ ન હોવાથી તેઓ છુટથી વાર્તાલાપ કરવા લાગ્યા.

" બનાવટી લાસ સુપ્રિન્ટેન્ડેન્ટના કબજામાં ગઈ છે. છતાં પણ ભેદને કોઇ જાણવા પામ્યું હોય એમ જણાતું નથી. "

" પણ માધવલાલ જાહેર કરશે કે હું તો જીવતો છું ત્યારે ? "

" હજીસુધી તો માધવલાલ જાહેર થયો હોય એમ જણાતું નથી. "

" કેમ જાણી શકો છો ? "

" વર્તમાન પત્રોમા કાંઈ સમાચાર આવ્યા નથી. "

" પણ જતે દીવશે અવશ્ય તે જાહેર થશે અને એ વખતે ભેદનો ભરમ ફુટી જશે. "

" પણ ત્યાર પહેલાં એક શેત્રંજની રમત રમવાની બાકી છે. એ રમત નિર્વિઘ્ને પુર્ણ થાય એટલે બેડો પાર. "

" તે શું ? "

" માધવલાલને શોધી તેનો નાશ કરવો.

" પણ માધવલાલનો પત્તો મળેજ શાનો ? "

" મધુપુરમાં આવ્યાનું જણાવ્યું છે. "

" એખોટું. "

"કેમ ?"

"જો મધુપુરમાં માધવલાલ હોય તો તરતજ તેને ખબર પડે કે પોતાનું ખુન પેપરમાં છપાયુ છે. અને તે પોલીસના અધિકારી પાસે જઈને એ લાસને તપાસવાનું કહીએ અને લાસની તપાસ થતાં ભેદ ભાગીજાય, અને છાપાના કોલમોના કોલમો એ ભેદી વ્રતાંતથી ભરપુર જોવાય."

"ત્યારે કયાં હશે ?"

"એ પણ નિશ્ચિત કહી શકાય નહિ. પરંતુ એટલું ખરૂં કે તે એવે ઠેકાણે હશે કે જ્યાં તેના ખુનીની વાતની તેને ખબર નહિપડી શકી હોય."

"ત્યારે તેની કયાં શોધ કરવી ?"

એટલીજ વાંધો છે ને ? નહિતર કયારનોએ તેને યમ સદન મોકલી દીધો હોય !"

વાંચકો સહમજી શકયા હશે કે આ બે પુરૂષો જીવનલાલ અને કાંતિલાલના મદદનીશો હોવા જોઇએ

એ બે પુરૂષો વચ્ચે ઉપર પ્રમાણેની વાત ચીત થઈ ત્યાં એક ન્હાનું સ્ટેશન આવ્યું. પેલી પ્રૌઢા સ્ત્રી ત્યાં નીચે ઉતરી અને રેલ્વે પોલીસની પાસે જઇને જાહેર કર્યું કે—

'બે આરોપીઓ સેકન્ડ કલાસના ડબ્બામાં છે, તેને પકડો."

પોલીસે બે દરકારી પુર્વક કહ્યું

"જા આરોપી વાળી !"

ને સ્ત્રીએ ડીટેકટીવ તરીકેનો પોતાનો ચાંદ બતાવ્યો: પોલીસને ભાર પુર્વક કહ્યું: "ચાલો ઉતાવળ કરો એક મિનિટ પણ ગુમાવો નહિ ટ્રેન ઉપડી જશે અને એ હાથમાં સપડાયલા શયતાનો છુટી જશે !"

ડીટેકટીવે સ્ત્રી વેશ દુર કર્યો અને પોલીસની સાથે બદમાશોના ડબ્બામાં આવ્યો અને પોલીસને કહ્યું.

"પકડો આ રહ્યા શયતાનો !"

પોલીસે કહ્યું "આ બન્નેના પહેલાંતો ત્હમે અમારા બંદીવાન થશો!! હું પોલીસ નથી પણ આ લોકોનો સાથીછું"

"દગો ! દગો !" ડીટેકટીવે રીવોલ્વર બહાર કાઢી અને શયતાનો સામે તાકી.

અને તે સ્ટેશનથી ટ્રેન ઉપડી !

વાંચકો ! આપણો આ ડીટેકટીવ ડોકટર બલવંતરાયજ હતો. અને પોલીસને દાબ બેસાડવા સારૂ તેણે ડીટેકટીવ પદ્દીનો કૃત્રિમ ચાંદ બતાવ્યો હતો. આટલા ટુંક ખુલાસા પછી નોવેલના પ્રવાહમાં આગળ વધીએ.

એક બીજાના ઇશારાથી બદમાશો ડોકટર ઉપર તુટી પડયા ત્યાં એકા એક ડબ્બામાં પહાડી અવાજનો ઘોર થયો

"ખબરદાર !"

અને બીજીજ પળે હાથમાં પિસ્તોલ સાથે એક કદાવર માણસ 'સીટ' નીચેથી પ્રકાશમાં આવ્યો બદમાશ ત્રિપુટી સામે પિસ્તોલ તાકીને ટ્રેનની સાંકળ ખેંચી બદમાશો ગભરાયા અને બારણું ખોલી દોડતી ટ્રેને બહાર કુદી પડયા આ વખતે એક દરીયા ઉપરના પુલ ઉપર ટ્રેન ચાલતી હતી ગતી ધીમી હતી બદમાશો દરીયામાં પડયા અને ત્રણ મોટા ધબકારા થયા ડોકટરને સંકેત કરી તે કદાવર માણસે પણ યા હોમ કરી દરીયામાં ભુસકો માર્યો અને પાછળ ડોકટર બલવંતરાય પણ પડયો.

રાત્રિના ભીષણ અંધકાર વચ્ચે દરીયાના શાંત સમુદ્રમાં પાંચ પુરૂષોએ પોતાના જાન ઝંપલાવ્યા,

બદમાશો ઘણી ઝડપથી પાણીમાં તરી રહ્યા હતા. ત્યા તેમણે એક સ્ટીમર જોઇ અને ઘણી ઝડપથી તેઓ સ્ટીમર તરફ જવા લાગ્યા ડોકટર અને પેલો કદાવર માણસ બદમાશોની પાછળ જવા લાગ્યા. તેઓ પણ તરવાના કુશળ હતા.

બદમાશો પાણીને કાપતાં પાછળ પડેલાએ તરફ ગોળીબહાર કર્યે જતા હતા. તેનો જવાબ પણ ગોળી બહારથી મળતો જતો હતો. બન્ને પક્ષ ચાલાક અને બાહોશ હોવાથી પરસ્પરની છુટતી ગોળીનો કોઇ ભોગ થયું નહિ સનનનના અવાજથી ગોળી નજીક આવે એટલે પ્રત્યેક પાણીમા ડુબકી

મારી જતા અને એ રીતે બન્ને પક્ષ તરફથી થતા ઘાણી ફુટે તેવી રીતના ગોલી બ્હારથી પણ કોઇના જાનને લેશ પણ આંચ આવી નહિ.

બદમાશો સ્ટીમરની પાસે છેક પહોંચી ગયા. અને કેપ્ટનને કહી સ્ટીમરમાં ચ્હડી બેઠા.

---

## પ્રકરણ નવમું.

## " પીછો. "

---



ડોકટરને બીજી સ્ટીમર મળી ગઈ. ડોકટર અને એ કદાવર માણસ બન્ને સ્ટીમરમાં ચ્હડી બેઠા.

" ત્હમારી ઇન્ટ્રાકશન આપવા કૃપા કરશો. એવી આકાંક્ષા છે." ડોકટરે પોતાના મદદનીશ સાથી પ્રતિ આભાર સુચક દ્રષ્ટિ કરતાં કહ્યું.

" આગળ ઉપર કહીશ." તે માણસે કહ્યું:

" ખાલી નામ કહો."

" આગળ ઉપર કહીશ."

" નામ તો કહોજ કે જેથી બોલાવવામાં કામ આવે. ડોકટરે નામ જાણવાનો આગ્રહ કર્યો.

" રતિલાલ." તે માણસે કહ્યું:

" સાચું કહો છો ?"

" ત્હમને કેમ જણાય છે ?"

' જાણો કે ખોટું."

" શા આધારે ?"

" મ્હારી મદદે આવનારા અમૂકજ માણસો છે. અને તે માણસોમાં રતિલાલ નામનો માણસ કોઇ છેજ નહિ."

" મ્હને ખબર છે. પ્રેમરાય અને માધવલાલ એ બેજ તમારા માણસો છે કેમ ખરૂં ને ?"

" ખરેખર ? ત્હમે કોઇ ભેદી માણસ છો. રતિલાલ ખોટું નામ આપી મ્હને છેતરો છો ?"

" નહિરે હું રતિલાલજ છું !"

" તમારે મારી મદદે આવવાનું અને 'સીટ' નીચે છુપાઈ રહેવાનું શું કારણ ?"

" મુનસફી."

" ભેદ ખોલીજ નાખોને કયાં સુધી ચાલાકી ચલાવશો ?"

" એમ !" તે માણસે કૃત્રિમ વેષ દુર કર્યો.

" ઓહો ! મિ૦ પ્રેમરાય ?" કહી ડોકટરે આશ્ચ સ્મિત કર્યું:

" હા. મિ૦ બલવંતરાય !"

" તમે જબરા છો !" ડોકટરે કહ્યું:

" પણ ત્હમારાથી ન્હાનો."

બદમાશોની સ્ટિમર કિનારે આવી ગઇ. એકદમ તેઓ સ્ટીમર છોડીને કીનારા પર ગયા. એક મોટરના શોફરને ઉતાવળથી મોટર દોડાવવાનું કહી બદમાશ ત્રિપુટી મોટર કારમાં બેઠી.

ડૉકટરની સ્ટીમર પણ બહુ દુર ન હતી તે પણ કિનારે આવી પહોંચી. અને બદમાશોના કરતાં બમણી ઝડપથી તેઓ સ્ટીમરને છોડી ઉપર આવ્યા. બદમાશોની મોટરકાર ઝડપથી દોડતી તેમણે જોઇ અને તરત એક મોટરમાં તેઓ બન્ને ચડી બેઠા. આગળ દોડી જતી મોટર તરફ આંગળી ચીંધી તેની પાછળ ઝડપથી દોડાવવા ડૉકટરે શોફરને કહ્યું. અને મોટર ઉપડી.

પ્રિયવાંચક! બદમાશના પીછાનું શું પરિણામ આવે છે તે જાણવા ઇચ્છા હોય તો ત્હમે મ્હારી સાથે દોડો....પુર-જોરથી દોડો....મોટર દુર ન નીકળી જાય!

સાઈકલ ભાડે આપનારની દુકાન આવી અને ડૉકટ-રની મોટર અટકી પડી, ડ્રાઇવર રોગનું કારણ જાણવા નીચે ઉતર્યો· બદમાશોની મોટર દુર નીકળી જશે એમ ધારી ડૉકટરે મોટરને ત્યાંજ છોડી અને બે સાયકલ ભાડે લીધી. આ બધું બે મિનિટમાં બની ગયુ. જો કે બદમાશની મોટર દુર નિકળી ગઇ હતી પરંતુ ડૉકટર અને પ્રેમરાયે સાયક-લને એવી તો ચલાવી કે તેઓ લગભગ લગોલગ થઇ જવા આવ્યા.

બદમાશની મોટર એક ભવ્ય હોટેલ આગળ થોભી, ત્રિપુટી મોટરમાંથી ઉતરીને ઉપર ગઈ. અને ડોકટર અને પ્રેમરાયએ હોટેલ પાસે આવી લાગ્યા. સાઈકલો બહાર છોડી ઉભય અંદર ગયા. આખા હોટેલના મકાનમાં ચોકસાઈથી તપાસ કર્યા છતાં બદમાશ જણાયા નહિ. બદમાસોને હોટેલમાં પ્રવેશ કરતા ડોકટરે નજરો નજર જોયુ હતું છતાં હોટેલમાથી બદમાસો મળી આવ્યા નહિ બન્નેના મ્હોડા ઉપર શ્યામતા છવાઇ ગઇ.

ડોકટરે હોટલના માલીકને પુછ્યુ:

" ત્રણ માણસો હમણાં ઉપર આવ્યા હતા તેઓ ક્યાં છે ?"

" હમણાં તો કોઇ ઉપર આવ્યુંજ નથી."

" પણ મ્હેં નજરો નજર જોયેલું છે !"

" જોયુ હશે ! પરંતુ અહિં કોઇ આવ્યુંજ નથી."

" ત્યારે હોટેલ બહાર નિકળવાનો અન્ય કોઇ રસ્તો છે કે ?"

" હા."

" ક્યાં છે !"

" તમારે તેનું શું કામ છે ?"

" બસ કામ છે." ડોકટરે ભારપૂર્વક રોફથી કહ્યું:

" શું કામ છે ?"

" બદમાશોને પકડવાના છે ! ચાલો ઉતાવળ કરો. હું ડીટેકટીવ છું. જુઓ આ ચાંદ. બદમાશોને આ હોટેલમાં દાખલ થતા મેં જોયા છે, અને અહિં મળી આવતા નથી એ ઉપરથી અનુમાન થઇ શકે છે કે તેઓ બીજા દરવાજેથી ન્હાસી ગયા હશે ! માટે બીજું દ્વાર કયાં છે તે બતાવો ઉતાવળ કરો. ચાલો."

હોટેલના માલીકે બીજું દ્વાર બતાવ્યુ. ડોકટરે જોયું. અને તેણે અનુમાન બાંધ્યુ કે " જરૂર બદમાશો અહિંથી છટકી ગયેલા છે ! "

બદમાશનો પીછો લેવાનો તેમણે નિશ્ચય કર્યો. અને જયાં તેઓએ સાયકલ છોડી હતી તે પ્રવેશદ્વાર પાસે તેઓ ઝડપથી આવ્યા. જુએ છે તો ત્યાં સાયકલો ન હતી !

સાયકલો શું બદમાશો ઉપાડી ગયાહશે ?

........હોય પણ.

---

## પ્રકરણ દશમું.

---

## માધવલાલની ચાલાકી.

---

બદમાશ ત્રિપુટી મોટરમાંથી ઉતરીને હોટેલની અંદર ગઇ ત્યાં સુધીનો આગળ ઉલ્લેખ થયો છે હવે જરા આગળ. બદમાસો હોટેલની અંદર ગયા અને બહાર નિકળવાનો રસ્તો નજરે પડતાં તેઓ તે રસ્તે બહાર નીકળીગયા

અને પ્રવેશ દ્વાર પાસે આવી બન્ને સાયકલો ઉપાડી ગયા પાછળ પડેલી બન્ને વ્યકિતઓ જોકે ચાલાક હતી, છતાં પણ અત્યારેતો બદમાશો તેની આંખમાં ધુળ નાખી ગયા. સાયકલો સાથે બદમાશો ત્યાંથી પલાયન કરીને એક બગીચામાં આવ્યા. અને તેમનું કોઈ ન જાણે તેવી રીતે પરિવર્તન કરી નાંખ્યું.

બગીચામાં ઠેકઠેકાણે બેંચો ગોઠવેલા હતા લ્હેરી લાલાઓ સાંજના વખતે બેંચોપર બેસી હવા ખાવા આવતા હતા. આપણી બદમાશ ત્રિપુટીએ એક બેંચમાં સ્થાન લીધું અને વાર્તાલાપ શરૂ કર્યો.

" મન્મંથરાય !" એક પુરૂષે મૌનનો ભંગ કર્યો. " સારૂં થયું કે પોલીસને ઠેકાણે ત્હમે નિકળી પડયા."

" આપણા માટે એ શુભ ચિન્હો ગણાય. " બીજા પુરૂષે કહ્યું.

" ત્હમે પોલીસ વેશ કયારનો લીધો હતો ?" પેલા પુરૂષે કહ્યું.

" સાંભળો મારો વ્રતાંત " મન્મથરાય બોલવા લાગ્યો

જીવનલાલ અને કાંતિલાલથી જ્યારે આપણે જુદા પડયા ત્યારે આપણે ત્રણે સાથે હતા. એ ત્હમે જાણો છો. તમારાથી હું કેવી રીતે જુદો પડી ગયો એ પ્રસંગનું વિવરણ કરવાની પણ જરૂર નથી કારણ કે તે પણ ત્હમે જાણોછો. હવે

ત્યાર પછી શું શું થયું તે કહું છું—હું તમારાથી જુદો પડયો ને તરત મ્હેં ફકીરનો વેષ લીધો એટલા માટે કે ફકીર વેષ ઉપર બહુ ઓછી શંકા જાય છે. હું ફકીર વેષમાં હરેક સ્ટેશને, સ્ટેશનના પ્લાટ ફોર્મની એક બાજુના ખુણામાં હાથ લાંબો રાખી ભીખની યાચના કરતો ઉભો રહેતે. કોઇ એ માણસો સાથે નિકલે કે તરત હું તેમની પુઠ લેતો. અને જ્યારે મ્હને જણાંતું કે એ આપણો શિકાર નથી, ત્યારે હું તેમને છોડી દેતો અને બીજાની પુંઠ લેતો. એવી રીતે મ્હેં ઘણાંની પુઠ લીધી, છતાં કયાંય પણ શિકારનો ભેટો થયો નહિ. પછી મ્હેં પોલીસનો વેષ લીધો અને હરેક સ્ટેશને રૂવાબથી ફરવા લાગ્યો. કોઇપણ મારા તરફ શંકિત દૃષ્ટિએ જોઇ શકતું નહિ. કારણકે મારા વેષ પરીવર્તનમાં જરા પણ ફેર રહેવા પામતો નહિ જે દીવસે આપણે અક-સ્માત ભેગા થયા તે દિવસે હું પોલીસ વેષમાંજ હતો અને સામા પક્ષનો માણસ મને પોલીસ ધારીને તમારી પાસે લાવ્યો હતો. હું ડબ્બામાં આવ્યો ને મ્હેં તમને ઓળખી લીધા. એ માણસે મને ડીટેકટીવ પદ્ધીનો ચાહ બતાવ્યો હતો એ ઉપરથી કહી શકાય છે કે તે કોઇ ડીટેક-ટીવ હશે આપણાં આ કમણથી તે બીચારો રામશરણ થઇ જાત. પરંતુ તેના આયુષ્યની દોરી લાંબી હશે કે 'સીટ' નીચેથી એક વ્યકિત નીકળી પડી અને આપણને દરીયામા ઝંપલાવવું પડયું ! ભલા ! એ ભેદી વ્યકિત કોણ હશે ?

" તે વ્યક્તિ અ પરિચિત જેવી જણાતી હતી. "

" એ લોકો આપણી પાછળ અહિં આવેલા છે. આપણે હવે સાવચેતીથી ચાલવાનું છે. અને એ બન્નેને પકડી પાડી ઠાર કરવાના છે, " મન્મથરાયે કહ્યું;

" જીવનલાલ અને કાંતિલાલ મધુપુરમાં હશે કેમ ?

" હોવાજ જોઇએ " મન્મથરાયે ભાર પુર્વક જણાવ્યું

" કોકિલાનું કાસળ કાઢી નાખ્યું હશે ? "

" એ જણાયું નથી "

" હવે એ વાત બંધ કરો ઝાડને પણ કાન હોય છે આજુ બાજુ કોઇ સાંભળવા પામશે તો નાહક વટંબણું આવી નડશે ચાલો આપણે કોઈ ધર્મ શાળામાં પહોંચી જઇએ "

ત્રણે જણાં બેંન્ચ ઉપરથી ઉઠયા એને ચાલવા લાગ્યા તેમની પાછળ બે માણસો એક વૃક્ષ કુંજમાંથી બહાર આવીને ચાલવા લાગ્યા આબે વળી કોણ ? એજ આપણા બાહોશ પહેલવાનો બલવંતરાન અને પ્રેમરાય બદમાશોની પહેલાંજ તેઓ બગીચામાં આવી ગયા હતા. જ્યારે સાયકલો ગુમ થયેલી તેમણે જોઈ ત્યારેજ તેઓએ વિચાર કરી લીધો હતો કે બદમાશો બગીચામાં ગયેલા હશે અને તરત તેઓ બગીચામાં આવી એક વૃક્ષ કુંજમાં સંતાયા હતા. ત્રિપુટીનો ઉપરોક્ત વાર્તાલાપ તેઓએ સાંભળ્યો હતો આગળ શું

બને છે એ જાણવાની જીજ્ઞાસાનો ઉદ્‌ભવ થતાં તેઓએ તત્કાળ તો બદમાશો ઉપર કશું પણ આક્રમણ કર્યું નહિ,

આડા અવળા રસ્તા પસાર કરી બદમાશ ત્રિપુટી એક ધર્મશાળા નજીક આવી ધર્મશાળાના દ્વાર ઉપર એક જાહેર ખબર ચોંટાડેલી હતી મન્મથરાયે આંખોખેંચીને તે વાંચી;

"રૂપીઆ પાંચ હજારનું ઇનામ !"

"મધુપુરના પોલીસ સુપ્રિન્ટેન્ડન સાહેબને એક ભેદી લાસ ત્યાંની કીંગ લોજમાંથી મળી આવી છે તે લાસને મંગલપુરના શ્રીમંત ગૃહસ્થ તરીકે ઓળખાવવા બદમાશોએ કાવત્રું રચેલું હતું; પરંતુ એ ભેદ ફુટી ગયો છે, એટલે કે એ લાસ બનાવટી જણાઈ છે એ ભયંકર "કાળું કાવત્રું" કરનાર બદમાંશોને પકડી પાડનાર અગર તે સંબંધી હકીકત પુરી પાડનારને ઉપર લખેલું ઇનામ આપવામાં આવશે,

તા. ૧ જુલાઇ (ઇંગ્રેજીમાં સહી.)

ત્રણેએ જાહેર ખબરવાંચી. પછી તેઓ ધર્મશાળામા દાખલ થયા. પાછળ ડોકટર અને પ્રેમરાયે પણ એ જાહેર ખબર વાંચી અને પછી ધર્મશાળામાં પ્રવેશ કર્યો.

બદમાશ ત્રિપુટી ધર્મ શાળાના પહેલા રૂમ આગળ આવી ત્યાં મન્મથરાય એક વ્યકિતની સાથે સેકન્ડ કરી બોલી ઉઠયો.

" ઓહો ! મિત્ર જીવનલાલ ! તમે અહિં ક્યાંથી ! "

" ચુપ રહો " જીવનલાલે નાક આગળ આંગળી ધરીને કહ્યું.

જીવનલાલ પોતાના રૂમમાં ત્રણેને લઇગયો. પાછળ પડેલી ' જોડી ' એ બંધ થયેલા રૂમના દ્વારઆગળ બેસી ગઇ અને અંદરથી શું વાતચીત સંભળાય છે તે સાંભળવા ઉભય સ્થિર થઇ બેઠા. રૂમની અંદર નિચે પ્રમાણે વાતનો આરંભ થયો.

" મિત્ર જીવનલાલ ! " મન્મથરાયે કહ્યું. " ત્હમે અને મિત્ર ક્રાંતિલાલ બન્ને અહિં ક્યારના આવ્યા છો ? "

" એક અડવાડીયું થયુ. "

" મધુપુર કેમ છોડયું ? "

" આપણી બનાવટી લાસ માટે પોલીસની તપાસ શરૂ થઇ ચુકી છે એટલે ત્યાં રહેતાં કદાચ પકડાઇ પડીએ

" એ ઠીક કર્યું પણ કોકીલા ક્યાં છે ? "

" બાજુની લોજમાં. "

" તેની સાથે કોઇ છે ? "

" કેવો પ્રશ્ન ! સાથે ' કોઇ છે ' ને બદલે પુછોકે સાથે કોણ છે ? શું કોકિલાને એકલી છોડી હશે ? "

" કહો સાથે કોણ છે ? "

" મ્હારો વિશ્વાસુ મિત્ર. "

" તે કોણ ? "

" ત્હમે તેને ન ઓળખો."

" નામ ?"

" નવનીતરાય."

" તે તમારો લાંબા વખતનો મિત્ર છે ?"

" ઓ યસ."

" પણ તમે તેના ઉપર અતિશય વિશ્વાસ મુકીદીધો."

" તેમાં કાંઇ હરકત જેવું નથી. નહિતર હું કેમ વિશ્વાસ કરી શકું ?"

" પણ કોઇ બનાવટી નવનીતરાય થયો હશે તો ?"

" એ શંકા નકામી છે."

" ત્યારે ચાલો લૉજમાં. તમારા મિત્રને ઓળખાવો."

" જઇએ. પણ તમે કહો જોઇએ કે તમે ત્રણે જણાં અહિં ક્યાંથી આવી ચડ્યા ?"

મન્મથરાયે અથેતિ કહી સંભળાવી. જીવનલાલ એ સાંભળી ત્રિપુટીની પીઠ થાબડી બોલ્યો."

" શાબાશ ! મારા મદદગારો ! ત્હમે ઘણીજ ચાલ-કીથી દુશ્મનોની આંખમાં ધૂળ નાખી દીધી છે !"

પ્રેમરાયના મુખમાંથી ઉદ્‌ગાર સરી ગયો.

" બચ્ચાજી !"

'બદમાશ ત્રિપુટી' મટીને હવે 'બદમાશ પંચક' થયું. જીવનલાલ અને કાંતિલાલ ભળ્યા. માટે આપણે હવે બદમાશ પંચકથી ચલાવીશું.

"ચાલો લૉજમાં" મન્મથરાયે કહ્યું અને બદમાશ 'પંચક ઉઠયું. બહાર દ્વારમાં કાન માંડી રહેલી 'જોડી' દુર ખસી ગઈ. અને બદમાશ પંચક બાજુની લૉજમા ગયું.

જે રૂમમાં નવનીત અને કોકિલા ઉતર્યા હતા તે રૂમમાં બદમાશ પંચક આવ્યું. ત્યાં લૉજના માલીકે જીવનલાલના હાથમાં એક ચીઠ્ઠી આપી: જીવનલાલ વાચવા જતો હતો ત્યાં કાંતિલાલ બોલ્યો:

"નીચે ચાલો."

પંચક નીચે આવ્યુ. અને જીવનલાલના હાથમાંથી કાંતિલાલે ચિઠ્ઠી લીધી અને વાંચવા માંડી.

"બદમાશો!"

"કોકિલાને હું લઇ જાઉં છું. ગમે તેટલા પ્રયાસો છતાં હવે મને કે કોકિલાને મેળવી શકશો નહિ. માટે હવે તમે બધા ત્હમારા નામનું નાહી નાંખજો! હું નવનીતરાય નથી."

લી૦ માધવલાલ.

(કોકીલાનો પિતા.)

"શું માધવલાલ મ્હને ઠગી ગયો?" જીવનલાલના મ્હોઢામાંથી ઉદ્દગાર નીકળી પડયો.

જરા દૂર સંતાઇ ઉભેલી આપણી બાહોશ જોડીના કાનપર ઉક્ત ઉદ્દગાર અથડાયો. અને ઉભય હર્ષપ્રફુલ્લ થયા.

---

# પ્રકરણ અગિયારમું.

## " બદમાશો ગીરફતાર."



વીલે મોઢે બદમાશ પંચક ધર્મશાળામાં પોતાની રૂમમાં આવ્યું. સઘળાના મ્હોપર શ્યામતા છવાઇ ગયેલી જણાતી હતી. હૃદય પ્રદેશમાં ઘોરતમ અંધકાર પથરાઇ ગયો હોય તેમ તેઓની ગ્લાનિયુક્ત મુખમુદ્રા ઉપરથી કળી શકાય એમ હતું.

" ઠગાયો કે નહિ મિ૦ જીવનલાલ!" મન્મથરાયે કહ્યું.

" હા. હું ઠગાયો? શેરના માથે સવાશેર હોય છેજ."

" પણ હવે પુનઃ! દાવપેચ લગાવવો જોઇએ." કાંન્તિલાલે કહ્યું.

" કેવી રીતે?" જીવનલાલે પ્રશ્ન કર્યો.

" માધવલાલ અને કોકિલા હજી અહિંજ હશે. માટે આપણે પાંચેએ ચારે તરફ અત્યારેજ નિકળી જવું અને અને તેટલી મહેનતે શિકારનો પત્તો મેળવવો."

એકાએક કમાડ ઠોકાયું. બદમાશો ગભરાયા. જીવન-

લાલે કમાડ ખોલ્યું અને પોલીસની ટુકડી અંદર ધસી આવી. બદમાશોના ડાચા ફાટી ગયા. અને પોલીસોએ એ પાંચે બદમાસોને ગીરફતાર કર્યા.

પોલીસની ટુકડી મોકલાવવાની વ્યવસ્થા ડોક્ટર અને પ્રેમરાયેજ કરી હતી એ કહેવાની આવશ્યકતા નથી.

તેજ દિવસે વર્ત્તમાનપત્રોમાં જાહેર થયું:

" મંગલપુરના શ્રીમંતની પુત્રી મધુપુરમા થોડા વખત પહેલાં જે બદમાશોએ ગુમ કરી હતી તે બદમાશોને અહિંની પોલીસે પકડી પાડ્યા છે અને તેની તપાસ તા. ૨૫ મીએ વડી કોર્ટમાં ચાલનાર છે."

* * *

તા. ૨૫ મીએ કેસ ચાલ્યો અને પાંચે બદમાશોને કાળા પાણીની સજા મળી.

પેપરમાં અગાઉથી છપાઈ ગયેલું હોવાથી માધવલાલ કોકિલા સાથે કોર્ટમાં આવ્યો હતો. ડાકટર અને પ્રેમરાય પણ કોર્ટમાં આવ્યો હતો. એટલે તેઓનો કોર્ટમાંજ આકસ્મિક ભેટો થઇ ગયો.

માધવલાલ આગ્રહ કરીને બલવંતરાય અને પ્રેમરાય બન્નેને મંગલપુર તેડી ગયો.



## પ્રકરણ બારમું.

### " નવદંપતી. "

હું મંગલપુરથી નીકળીને મધુપુર આવી. જીવનલાલ અને કાંતિલાલના કહેવાથી હું ડીંગલૉજમાં તેમની સાથે ઉતરી, એ દુષ્ટોને પાછળથી મ્હારા પિતાએ કરેલા વીલની ખબર પડી અને મને કોઇ પણ રીતે હલાલ કરવી એવા નિશ્ચયપર તેઓ આવ્યા. મને હલાલ કરશે એમ હું જાણી ગઇ હતી, છતાં પણ તેઓનો એવો કબજો હતો કે મારાથી ન્હાસી શકાયું નહિ. તેમ કોઇને કહી પણ શકાયું નહિ. એક દિવસ હું સુતી હતી, ત્યાં તે ચાંડાળોએ મારા મ્હોડામાંથી વિષ રેડી દીધું. મને તાણ આવવા લાગી અને થોડી વારમાંજ હું બેશુદ્ધ થઇ પડી. ત્યાર પછી શું થયું તેની મને ખબર નથી. જ્યારે તમારા બંગલામાં હું વિષના પ્રયોગનો ભોગ ન થતાં તેમના સતત ઔષધોપચારથી શુદ્ધિમા આવી, ત્યાર પછીની હકીકત સાંભળો. જ્યારે પેલી કાળી આકૃતિ હું તમારી પાસે રજા માગતી હતી ત્યારે તમારા રૂમમાં દાખલ થઇ હતી, અને તેણે કાંઇક વસ્તુ તમારી તરફ ફેંકી હતી. તમે તે વસ્તુને જોઇ રહ્યા ત્યાં તે

આકૃતિ મ્હારા મ્હોંમાં ડુચો દઈ મ્હને ઉપાડી ગ. તેણે એ કાળું કૃત્ય એવી તો ચપળતાથી કર્યું કે તમે જાણીજ ન શક્યા.

ત્યાર પછી તે બદમાશોએ ભેગા મળીને એક ભોંયરામાં કેદ કરી. ભોંયરામાં કેવળ અંધકાર હતો. હું ભયની મારી રડતી પડી રહેતી. થોડા દિવસો પહેલાં તે બદમાશોએ મ્હને ભોંયરામાંથી બહાર કાઢી અને તે વખતથી મ્હારા પિતા મ્હારા સાથે ભળી ગયા. મ્હારા પિતાએ એવુ વેષ પરિવર્ત્તન કર્યું હતું કે હું પણ છેલ્લી ઘડી સુધી તેમને ઓળખી શકી ન હતી. આખરે પણ એ ચાંડાળોના સકંજામાંથી મ્હારો છુટકો થયો એ મ્હારા મહદ ભાગ્ય. '

ડોકટર આગળ કોકિલાએ ઉપરોક્ત કહી સંભળાવ્યું. કાર્યવશાત્ પ્રેમરાય અને માધવલાલ બહાર ગયેલા હતા. ઘરમાં આ બન્નેજ—કોકિલા અને બલવંતરાય—હતા.

કોકિલાએ સ્મીત કરતા એક વાત છેડીઃ

"બલવંતરાય! આજે મારા હૃદયની એક ગુપ્ત વાત પ્રકટ કરવા ઇચ્છું છું!"

"કહો."

"પ્રથમ વચન આપો કે હું મ્હારૂ કહ્યું ત્હમે સ્વીકારશો."

"સ્વીકારવા જેવું હશે તો સ્વીકારીશજ. તેમાં વચનની કાંઇ જરૂર નથી."

" સ્વીકારાય એવુંજ છે માટે વચન આપો."

" લે વચન." ડોકટરે વચન આપ્યું.

" હું મનસા વાચા કર્મણાએ તમોને વરી ચુકી છું !" કોકિલાનું મુખ શરમના ભારથી અવનત થયું, ગુલાબીગાલ ઉપર શેરડા પડયા.

કોકિલાનું કથન સાભળી ડોકટર વિચારમાં પડી ગયો.

" દયાળુ દેવ ! " કોકિલા અધિરતા દર્શક સ્વરે બોલી " એક અબળાને શરણે રાખવાનો સમય આવતાં આટલા બધા વિચાર કરવા એ શું તમને યોગ્ય છે ?"

" યોગ્યતો નથી. પરંતુ આ સાહસ કરતાં પહેલાં કેંક પુછવા વિચાર છે."

" દાસી ઉતર આપવા તૈયાર છે. તમારા આદેશનો આદર કરવો એજ મ્હારા જીવનનો સાર છે."

કોકિલા ! તારૂં ભાગ્ય મારા જેવાની જોડે જોડયા કરતાં કોઇ અધિક પૈસાદાર સાથે જોડતો સારૂં."

" કારણ ?"

" કારણ એજ કે પૈસો એજ દુનિયામાં ઊત્તમ દેવ ગણાય છે. સુખ ભોગવવાના અનેક માર્ગ એના વડેજ સરળ થાય છે."

ત્હમે સુરી થઇ આમ કેમ બોલો છો ? સત્પ્રણયને છોડી પૈસાના ક્ષણિક સુખ પવનમાં કેમ ડોલો છો ?

જો પૈસામાંજ સર્વ સુખની સમાપ્તિ થતી હોય તો દમયંતી સ્વામિ સાથે અરણ્યમાં નિકળત નહિ. જો પૈસામાંજ અવિચળ આનંદ હોત તો તારામતી પતિના વચન સારૂ મજુરી કરત નહિ શુદ્ધ સાત્વિક સ્નેહ એજ અલૌકિક આનંદનું દ્વાર છે. નિર્મલ સ્નેહજ સંસારમાં સ્વર્ગ ઉતાર નાર છે " એ આદર્શ દેવીઓના દ્રષ્ટાન્ત છે તે બરાબર પણ હવે જમાનો બદલાય છે માટે કહું છું કે વિચાર કર. જ્યારે વૈભવ ભોગવવાની પ્રબળ લાલસાએ. ઉત્પન્ન થાય છે, ત્યારે ગરીબી જીવન દુઃખકર જણાય છે. "

કોકિલા કંટાળી:

" વ્હાલા સુકી દઈ રસિકવર બાળા શરણ લ્યો બહુ.વરી,
" મ્હેં તો હૃદયથી પ્રેમમાળા આપના કંઠે ધરી;
" લેઓ અગર વિણ મુલ્ય છે આ દેહ તમ આધિન પતિ.
" સુખ દુઃખના સંગી સદા તવનામમાં રેશે રતિ,
" જીવન દોરી તમે મારી તનુના નાથ તમે મારા.
" નહિ હું અન્ય કં જાણું જીવનના તાર ત્હમે મારા.
" બધી આશા અને વિશ્વાસ મારો છે તમારામા;
" તમે મારો અગર તારો અગર ભારો અંગારામા "

" તું ખરેખરજ મ્હને ચાહે છે ? " ? ડોક્ટરે પ્રશ્ન કર્યો.

" હા હું તમને ખરા જીગરથી ચાહું છું. "

" કોકિલ ચાહે આમ્રને ને જયમ બપૈયા મેઘને;

" ચંદ્રને ચાહે ચકોરી યમ આયુના વેગને;
" મિન વારિને ચાહે છે જેમ આ જગમાં સદા;
" હું તેમ ચાહું આપને પ્રિય પ્રાણ મારા સર્વદા.
" ધાત્રી સ્તવે જ્યમ મેઘને ગોપી સ્તવે ગોવિંદને;
" પાર્વતિ શિવને અને ચાહે શસિ દેવેન્દ્રને;
" સીતા રઘુવિરને ચાહે છે જેમ એકજ દ્રષ્ટીથી;
" હું તેમ ચાહું આપને શિરતાજ એકજ દ્રષ્ટીથી."

" બસ બહુ થયું કોકિલા ! તારા સ્નેહાળ હૃદયને પરિચય થઇ ચુકયો મ્હારા પ્રત્યેનો ત્હારો નીર્મલ પ્રેમ સમજાઇ ગયો. ખરેખર !

પ્રિતિ તણું તું પુર છે આનંદનું તું ધામ છે,
સૌંદર્યનો સાગર અને લાવણ્યનો આગર છે.

માટે આજથી હું ત્હને માનસિક રીતે સ્વીકારૂં છું તારા જેવી અનુપમ લલના મળવા માટે કિરતારનાં ગાન ગાઉ છું. "

હર્ષા વેશમાં કોકિલા ઉઠી અને મેજ ઉપરથી એક ફુલનો હાર લઇ પોતાના પ્રિયના કંઠમાં આરોપ્યો.

માધવલાલ આવ્યા પુત્રીની પસંદગી જોઇ પિતાએ કોકિલાનો હાથ ડોકટરના હાથમાં આપ્યો.

પ્રેમરાયે નવ દંપતીને હૃદયના આશિર્વાદ આપ્યા.



# પ્રકરણ તેરમું.

## " સુખી " ગૃહસંસાર

કો

કિલા એક કોચપર આડી પડી છે. હૃદયમાં પ્રિયતમની મુર્તિ ને અંકિત કરી હૃદયાશ્રુથી પુજન કરવા તે ઉત્સુક છે. આજે પતિદેવને બહારથી આવતાં સ્હેજ વિલંબ થયેલો હોવાથી તેણે સીતાર હાથમાં લઇ સુર મેળવ્યા અને પોતાના કોકિલ કંઠમાંથી સંગીત ચલાવ્યું.

'જગતનાં સર્વ જીવોમા પ્રણયનો રોગ ભારી છે.
" વિયોગીને વિહારીએ હૃદયથી હાર ધારી છે
" સ્હા મૃગરાજની શકિત પ્રણય પાસે બિચારી છે,
" મદનનાં મારની પાસે સહુએ લાજ હારી છે.
" મહત્ મારણ વિશે જેની સદા છે નામના ભારી.
" ખરે એ દેવ મહેશે પણ પ્રણય પુજા સ્વીકારી છે;
" મહાશકિત પ્રણયદેવે જગત ભરમાં પ્રસારી છે,
" અનુભવથી ખરે જાણ્યું પ્રણયની રીત ન્યારી છે. "

સંગીત અટકયુ સિતારનો મધુર રણકાર શમ્યો. બલવંત રાય ઉતાવળે પગલે આવી પહોંચ્યો,

પતિને જોઇ કોકિલા ઉભી થઇ ગઇ. અને સ્મિતનું સ્વાગત કર્યું. " પધારો પ્રેમની પ્રતિમા ! "

"હા, દેવી !"

કોકિલા બોલીઃ

"દેવિ નહિ દાસી કહો આતો ક્ષુદ્ર નારી છે;
"દેવી નહિ દાસી થવાની આશ મારી છે."

ડોકટર બોલ્યોઃ

"ત્હારા હૃદયમાંહી વિકારી પ્રેમના તલભાર છે,
"દાસી કહું કેવી રીતે? તું દેવીનો અવતાર છે!"

કોકિલા બોલીઃ

"જગનાં સીતા દેવી હતા પણ રામનાં દાસી હતાં;
"રાધા મહાદેવી પરંતુ કૃષ્ણની દાસી હતાં;
"દ્રૌપદી દેવી ભલે પાંડવ તણી દાસી હતી;
"દમયંતી દેવી વિશ્વની પણ નળ તણી દાસી હતી;
"સાવિત્રી દેવી પણ સત્યવાન તણી દાસી હતી;
"દેવી ભલી તારામતી હરિચંદ્રની દાસી હતી.

ડોકટરે કહ્યુંઃ

"મ્હારી ઉપાસનામાં પ્રબળ તું દેખાય છે!
"સ્વામિ થતાં તારો ખરે! આનંદ ઉર રેલાય છે!

કોકિલાઃ "હૃદયના નિવાસી! પ્રણયના વિલાસી! કહો કે
તું મારી ચરણદાસી."
"એ આગ્રહ જતો કર."

કોકિલા: " આપના વદન સુધાકરમાંથી 'દાસી' નો મધુર ટહૂકો સાંભળવા શું આ કાનો ભાગ્યશાળી નહિ થાય ? "

" પ્રણય પ્યાસી દાસી આવ. "

પ્રિય તમે આનંદના ઉમળકામાં બાહુ પ્રસાર્યો. પ્રેયસીએ બાહુપાશમાં બદ્ધ થઇ.

પતિના પ્રેમમાં મોહિત થયેલો આત્મા ચુંબન કરવાની પ્રેરણાને દાબી શક્યો નહિ.

કિંમત ખરે ! કો વીરલા આંકી શકે આ પ્યારની,
પ્રમદા મળે પ્રેમાળના કરૂણા વિના કિરતારની !

*　　　*　　　*

પતિના શબ્દોથી પત્નિનું હૈયું આહલાદ પામે છે.

શાસ્ત્રકારો ગમે તેમ કહે; પરંતુ આવા સ્નેહાળ દંપતીનું જીવન એજ **સાચું સ્વર્ગ**. એનું નામજ " **સુખી ગૃહ સંસાર.** "

( સમાપ્ત. )



# " આશા. "



" અમર આશા! તું અલબેલી,
પુરણ પ્રફુલ્લિત તુજ પાસા,
" જે પાસારૂપી ફાંસાના,
તમાસા ખૂબ છે ખાસા.
હસાવે તું,
રડાવે તું,
નમાવે તું,
જમાવે તું.
" કરે છે દર્દીને બેદર્દ ને બે દર્દને દર્દી,—
" કહીં તો તું વગાડે છે મસાણે ઢોલને તાસા.
" અમર આશા! તું અલબેલી,
પુરણ પ્રફુલ્લિત તુજ પાસા,
' જે પાસારૂપી ફાંસાના,
તમાસઃ ખૂબ છે ખાસા."

-मंगल.



## " દીવ્ય દિલ. "

એક વખતેઃ—

" સખિની સંગમાં ખેલે મઝાના પ્રેમની કરતી,
" મધુરા બાલ જીવનમાં મધુ આનંદને ભરતી; "

એટલામાંઃ—

" હૃદય મુજ કુમળું તેમાં કટારી પ્રેમની મારી,
" વિધિ! નિર્દોષ જીગરમાં કર્યો ત્હેં જખમ બ્હૌ કારી."

તેથીઃ—

" કર્યો જો જખમ ઉંડો તો દવા તેની બતાવોજી!
" હકીમથી રોગ ના જાએ હૃદય વિશ્રામ! આવોજી!"

કારણ કેઃ—

" કદી જો જાણતી હોતે પીડા છે પ્રેમની ભારી,
" ખરીદી પ્રેમમંદિરમાં ન સ્થાપત મુર્તિ હું ત્હારી!"

પણ હવે તોઃ—

" રહીશ હું પાયમાં તારા સદા દાસી થઇ ત્હારી,
" ગ્રહીને શરણમાં વ્હાલા! વિદારોને પીડા કારી."

નહિ તોઃ—

" ત્હમારા જાપ જપવામાં જીવન હું આજથી ગાળું,
" જગતમાં તું વિના વ્હાલા નહિ હું અન્ય કે ભાળું."

—मंगल.



# " દિવ્યદારા. "

( ૧ )

સુંદર સરિતા તટપરે કો' એક નિર્જન સ્થાનમાં,
મીઠાં મધુરાં વારિના સુંદર ઝરા વ્હે છે ઘણાં;
રમણિય સુંદર સ્વર થકી જ્યાં પક્ષીઓ ગાતાં ઘણાં,
ફળ ભારથી ઝૂલતા તહીં વૃક્ષો અતિ સોહામણા.

( ૨ )

તે સ્થાનમાંહી **દીવ્યદારા** જે ન કોઇ વખાણતું,
વસતી હતી ત્યાં એકલી તેનું ન કો જગમાં હતું;
જેનું ન હોય કોઇ ત્હેને કોણ ચાહે વિશ્વમાં,
સુખમાં બધા સાથી થતાં કો થાય સાથિ ન દુઃખમાં.

( ૩ )

સુવાસથી ભરપુર સુંદર કુસુમ વન વિષે ખીલે,
સુવાસ તેની કોણ લે? છુપાયલું તે રહે ખરે!
આકાશમાંહી પ્રકાશતા કો' તારલા સમ દીપતી,
તે સર્વ ગુણ સંપન્ન સુંદર રાંકડી જેવી હતી.

( ૪ )

સ્વાર્થી જગતને ત્યાગીને પરલોકમાંહી સંચરી,
જાણ્યું ન તે કદી કોઇએ, દરકાર જરી પણ નવ કરી;
તે સ્વર્ગ માંહી સચરી—તેને ન કો' સંભારશે ?!
પણ દુઃખી દીલ મ્હારૂં ખરે! તેને નહિ વિસારશે!"

—मंगल.

| પુસ્તકો | રૂ. આ. |
|---|---|
| ડુબતું વ્હાણુ | ૪-૦ |
| આસામપર હલ્લો | ૧-૪ |
| મહાત્માજીના ખાનગી પત્રો | ૦-૬ |
| પારસમણી (પારસસંગ્રહ) | ૩-૦ |
| રણછોડલાલનું જીવન ચરિત્ર | ૩-૦ |
| સંસાર | ૧-૮ |
| આદર્શ ગ્રહસ્થ ( જાપાનીસ જાસુસ ) | ૨-૮ |
| બ્રહ્મ કર્મ | ૧-૨ |
| દ્વિજ કર્મ | ૦-૨ |
| વેદાન્ત સમુચ્ચય | ૨-૮ |
| સદાચાર સમુચ્ચય | ૨-૮ |
| સ્તોત્ર સમુચ્ચય | ૦-૬ |
| સચિત્ર મણિકાન્ત મોદું | ૪-૦ |
| અમર ચરિત્ર ચાર ભાગ દરેક ભાગના | ૩-૮ |
| આપણો ધર્મ | ૪-૦ |
| રાષ્ટ્રીય ગીત | ૧-૦ |
| હિન્દ સ્વરાજ | ૦-૪ |
| રાષ્ટ્ર કીર્તન | ૦-૩ |
| સ્વદેશ ગીત | ૦-૧૨ |
| સોર્ટ સેન્ટેન્સીઝ | ૦-૪ |
| જ્ઞાન ચિંતામણી | ૨-૮ |
| જાદુઇ ફાનસ | ૦-૮ |
| સુવાસીની સરલા | ૦-૧૨ |
| ઇન્દુ કુમારી | ૧-૮ |
| સુગુણ સુંદરી | ૨-૮ |
| બાપારાવ | ૨-૮ |
| રામકૃષ્ણ પરમહંસ | ૪-૦ |
| વિવેકાનંદ જીવનચરિત્ર | ૩-૪ |
| દક્ષિણનો વાઘ | ૩-૦ |
| કૈલાસ માનસરોવર | ૨-૮ |
| પંચાસરનો જવશીખરી ભાગ ૧ | ૩-૦ |
| ,, ,, ૨ જો | ૩-૦ |
| બેકનના નિબંધ | ૦-૬ |
| શારિરીક માનસિક શિક્ષણ | ૦-૬ |
| સંગ્રામ ક્ષેત્ર | ૨-૦ |
| ધર્મ બિંદુ | ૨-૦ |
| નાશીક ( પંચવટી )યાત્રા | ૦-૧૨ |
| વિચિત્ર પ્રેમપંખીણી | ૩-૮ |
| ગુનસાના | ૧-૮ |
| ગુલામી વેપાર ભાગ ૧ લો | ૧-૧૨ |
| ,, ,, ૨ જો | ૧-૧૨ |
| માયાનો બઝાર ભાગ ૧ લો | ૨-૮ |
| ,, ,, ૨ જો | ૨-૮ |
| સચિત્ર વેણુવેલી ૧ લો | ૦-૧૦ |
| ,, ,, ૨ જો | ૦-૧૦ |
| સચિત્ર રાજ કાઠીઆરો | ૧-૦ |
| બે ભાગ ભેગા | ૧-૪ |
| સચિત્ર સતિ દ્રૌપદી નોવેલ ૧ લો. | ૦-૧૦ |
| ,, ,, ૨ જો. | ૦-૧૦ |

(વાંચો) સચિત્ર **શ્રી કૃષ્ણ-સુદામા.** કીં. ૦-૧૦-




(વાંચો) સચિત્ર રણછોડ લીલા ભાગ ૧-૨ ઢેકડની કીં. ૦-૮-૦

ચિ ભક્તમી અમતા કીં. ૦-૧૦-૦

બુકસેલર રણછોડલાલ મોતીલાલ-અમદાવાદ